# આ જ લેખકનાં પુસ્તકો.

કૉમરેડ લેનિન (જીવનકથા)
ચિંતનની વેદી પર (મુનોની જીવનકથા)
નરવીર (ગેરી બાલ્ડીની જીવનકથા)
દરિયે દવ લાગ્યો. (જપ્ત)
કકળતું કોંગો.
એક હતો છોકરો.
રાતું રૂસ ભા. ૧, ૨, ૩ (રશિયન ક્રાંતિનો ઇતિહાસ)
માનસ વિજ્ઞાનનો દષ્ટિકોણ
વૈજ્ઞાનિક જગત
એક હતું માનવી
માનવીનું ઘર
રશિયન નારી
ટોકિયું
શહીદી (વાર્તાઓ)
ભઠ્ઠી (નવલકથા) (જપ્ત)
સંસ્કૃતિનાં વહેણ
માટીજાયાં [નાટક]
યુરોપની ભિતરમાં
એશિયાની ભિતરમાં
એબિસીનીયાપર એથાર
માનસપૃથક્કરણના પાયા [છપાય છે]
જીવન ઝંડેર [છપાય છે]

# સુધારીને વાંચજો.

| અશુદ્ધ | પાન | લીટી | શુદ્ધ |
|---|---|---|---|
| એનું | ૩ | ૧૪ | એવું |
| ખખડે છે | ૩ | ૧૯ | ખખડતા હતા |
| આખમાં | ૪ | ૩ | આંખમાં |
| શ્વાનપર | ૭ | ૧૪ | ખ્યાલપર |
| ગોળ | ૪૨ | ૧૦ | 'ગોલ' લોકની |
| લીવા | ૪૩ | ૪ | વીવા |
| જે | ૪૪ | ૧૭ | તે |
| કોડમાં | ૪૪ | ૨૧ | કોઠમાં |
| ધણિવાળાઓ | ૪૬ | ૮ | ધણિયામાઓ |
| ભેલાયલા | ૫૩ | ૪ | ભેલાયલી |
| તરાડો | ૫૬ | ૬ | કરોડો |
| જાણી | ૬૨ | ૪ | જાણે |
| છેડવાજ | ૬૨ | ૧૬ | દોડયોજ |
| એપ્લેનટીસ | ૬૭ | ૮ | એટલેનટીસ |
| આસ્રરા | ૯૭ | ૮ | અપ્સરા |
| પકડાર | ૧૩૮ | ૨૧ | પડકાર |
| ગ્રોંટ | ૧૪૩ | ૨૧ | ચોંટ |

# સમર્પણ.

**શ્રી. રણછોડભાઇ તળસીભાઈ પટેલ**

મુ. **સારસા.**

**મ્હારા** પ્રત્યે સદ્‌ભાવ અને વિશુદ્ધ પ્રેમની આપના હૃદયમાં સતત્ વહેતી સરિતા અને મ્હારી પ્રગતિમાં આપના હૃદયના મૂક આનંદે મ્હને ઋણી બનાવ્યો છે. એ ઋણ અદા કરવાની મ્હારા જીવનમાં સાંપડેલી આ એક સુંદર તકને જતી નહિ કરતાં 'કર્મભૂમિ'ના આ ભેટ પુસ્તક 'ગુલામ'ને આપના કર–કમળમાં સપ્રેમ સમર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું.

**ખેડા.**
વૈશાખ સુદી
પૂર્ણિમા.

લિ૦ આપનો સ્નેહાભિલાષી,
**વિઠ્ઠલદાસ નાગરદાસ પટેલ**
તંત્રીઃ "કર્મભૂમિ" ખેડા.

# બે બોલ.



**જમીનદારી,** તાલુકદારી, ઇનામદારી અને શાહુકારી કે વેપારી પ્રથાઓ જેવી ગુલામીની પ્રથા એ પણ માનવ ઇતિહાસનો એક તબકો છે.

એ તબકકાની આ એક તવારીખ છે. ઇતિહાસની એ વાત સાચી બનેલી કથા છે.

એ કથાલેખનનો ઉદ્દેશ તો, મનુષ્યોના મોટા ભાગપર મુઠીભર માલિક માનવીઓને જુલ્મ ગુજારવાની જે ઘટના પવિત્ર ને કાયદેસર પરવાના આપે છે તે ઘટના સામે માનવતાનો પુણ્ય પ્રકોપ પ્રકટે તે વિના બીજો શો હોઈ શકે ?

આ આલેખનમાં શૈલિ કે વસ્તુનો જે દોષ દેખાય તે મારો પોતાનો છે તથા જે કાંઇ ગુણ દેખાય તે 'સ્પાર્ટેકસ' નામના એક અંગ્રેજી પુસ્તક જેની માહિતિને આધારે હું આ લખી શકયો છું તેનો છે.

—લેખક.

# નિવેદન.

પ્રિય વાંચકો,

થોડાં અપવાદ રૂપ સામાયિકોને બાદ કરીએ તો ગૂજરાતમાં પ્રકટ થતાં સામાયિકોનો મોટો ભાગ પોતાના વાંચકોને જે પ્રકારના સાહિત્યનાં પુસ્તકો ભેટ આપે છે એ સાહિત્ય ન તો ચિરંજીવી હોય છે અગર ન તો સમાજને ઉન્નત્ત માર્ગો દર્શાવનારૂં હોય છે. કેવળ પોતાના સામાયિકના ગ્રાહકોની સંખ્યાને ટકાવી રાખવા માટે અને થોડા વધુ ગ્રાહકો મેળવવા માટે પ્રતિવર્ષ ભેટ પુસ્તક આપવાની એક માત્ર પ્રથાને જ તેઓ અનુસરે છે. એમાં નથી કરતા તેઓ સમાજની સેવા કે નથી કરતા સાહિત્યની સેવા. કેવળ સ્વ-સ્વાર્થને પોષવા માટે જ કોઈ એક કાળે દાખલ થએલી એ પ્રથાને આજે ઘણાખરા સામાયિકોના સંચાલકો અનુસરે છે.

જ્યારે "કર્મભૂમિ"નો એ પ્રથા સામે મૂળથી જ વિરોધ હતો ને આજેય છે. પરંતુ જ્યાં એ પ્રથા જ વાંચકવર્ગના સંતોષનો વિષય બની હોય અને કોઈ પણ જાતના સમય-સંજોગોનો ખ્યાલ રાખ્યા સિવાય સમજુ વાંચકવર્ગ પણ ભેટ પુસ્તકની માગણી જ કરતો હોય ત્યાં "કર્મભૂમિ"ને પણ એ પ્રથાના ચીલે ચાલવાની ફરજ આવી પડે એ સ્વાભાવિક છે. પરંતુ એ ફરજને અદા કરતા પહેલાં "કર્મભૂમિ"એ પોતાના ધ્યેય તરફ પ્રથમ નજર રાખી છે અને "કર્મભૂમિ"ના ધ્યેયને અનુરૂપ ભેટ પુસ્તક વાંચકોના કરકમળમાં મૂકાય એ એકમાત્ર એની ઝંખના હતી. જ્યારે વાંચકો તરફથી બે વર્ષથી સતત ભેટ પુસ્તકની એકધારી માંગણી થયા જ કરતી હતી.

એક તરફ યુરોપમાં ચાલતા યુદ્ધને લઈ કાગળના ભાવ બેહદ

વધી ગયા હતા અને બીજી તરફ આર્થિક મૂશ્કેલીઓનો કોઈ પાર નહોતો, છતાં "કર્મભૂમિ"ના ધ્યેયને અનુરૂપ સાહિત્ય પીરસાય તો જ ભેટ પુસ્તક પ્રકટ કરવું એવો મારા હૃદયમાંનો ઉંડો ઉંડો વિશ્વાસ આખરે ફલિત થયો, અને તે વિષેના મ્હારા પ્રથમ પ્રયાસમાંજ મ્હને સફળતા એ મળી કે મ્હારા તાજેતરના જ ટૂંક સમયના સહવાસમાં મ્હારા તરફ સદ્ભાવની લાગણીઓ ધરાવતા મ્હારા સ્નેહિ ભાઈ શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ પાસે મેં એક વિનંતિપત્ર લખી "કર્મભૂમિ"ને અનુરૂપ એક સળંગ વાર્તાની માંગણી કરી. પ્રથમ તો તેમણે મને તેમના વ્યવશાયી જીવનમાં તેવી વાર્તા લખવા માટેનો સમય જ નહિ હોવાનું લખી જણાવ્યું; પરંતુ પાછળથી મ્હારા પ્રત્યેના તેમના સદ્ભાવની લાગણીઓને લીધે તેઓ મ્હારી વિનંતિ તરફ ખેંચાયા ને મ્હને જણાવ્યું કે, "ભેટ પુસ્તક વિષે ના પાડવા માટે મ્હને દુઃખ તો થયું હતું પરંતુ હાલમાં હું એક અધૂરી મૂકેલી વાર્તા પૂરી કરી રહ્યો છું તે તમને મોકલી આપીશ, જે અત્યાર સુધીનાં મ્હારાં લધાં લખાણોમાં મને ખૂબજ ગમી ગએલી છે."

અને તેમણે તે મને મોકલી આપી.

શ્રી. ચંદ્રભાઈની મારા પ્રત્યેની આ પ્રેમાળ લાગણીઓ માટે ખરેજ હું તેમનો ઋણી છું. અને આ પુસ્તકના પ્રુફ વિગેરે સુધારવામાં મને મદદરૂપ થઈ પડનારા મારા મિત્ર શ્રી. "આબિર"નો પણ આભાર માનવોજ રહ્યો. વળી આ ભેટ પુસ્તકના પ્રકાશનને આકર્ષક અને સ્વચ્છ પ્રીન્ટીંગ માટેના અદમ્ય ઉત્સાહ અને ખંત માટે "કર્મભૂમિ"ના કામદારવર્ગને તો ધન્યવાદ જ ઘટે છે.

અને આ બધા પુરુષાર્થની પાછળ તૈયાર થએલ **"ગુલામ"** ની કૃતિને હું "કર્મભૂમિ"ના વાંચકગણના કરકમળમાં મૂકવા સફળ થયો છું, એમ ત્યારેજ ગણાય કે "કર્મભૂમિ"નો એકેએક વાંચક તેનાથી સંતોષાય.

**—પ્રકાશક.**

# શ્રીયુત રણછોડભાઈ તળસીભાઈ પટેલનું
# સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.



**શરદ** નીતરી ગયા પછી શિશિર ઋતુની અજવાળી રાત્રિએ શ્રી. સારસાપુરી (સારસા તા. આણંદ)માં લેઉવા પાટીદાર કુળના ગોકળદાસ ફીકાભાઈના જાણીતા કુટુંબમાં સને ૧૮૮૮માં ભગવદ્-પ્રેમી રઈબાની કૂખે શ્રી. રણછોડભાઈનો જન્મ થયો હતો; અને તેમના જન્મથી તેમના આખા કુટુંબમાં આનંદમંગળ વરતાયો હતો. શ્રી. રણછોડભાઈના પિતા જમાનો જોયેલા હતા, બહુ વ્યવહાર કુશળ હતા. વળી મતાદાર કુટુંબના હોવાથી રાજભક્તિનું અને પાટીદારના કુળાભિમાનનું એમની શિરાઓમાં શોણિત વહેતું હતું. એવા ઉચ્ચ ખાનદાન ઘેર જન્મ લેનાર શ્રી૦ રણછોડભાઈએ પ્રાથમિક શિક્ષણ સારસાની પ્રાથમિક શાળામાં સંપાદન કરેલું પરંતુ લાડકોડમાં ઉછરેલા રણછોડભાઈ તેમના પિતાને એકના એકજ પુત્ર હોવાથી માધ્યમિક શિક્ષણ આપવા માટે બહારગામ મોકલવાની તૈયારીઓ નહિ હોવાથી શ્રી. રણછોડભાઈ માધ્યમિક શિક્ષણ સંપાદન કરવાથી વંચીત રહેલા. પરંતુ બૃહસ્પતિસમાન અસાધારણ બુદ્ધિને જે જન્મથી વરેલા હતા એટલે પોતાની યુવાન વયેજ તેમણે સંસારના વિશાળ વ્યવહાર ક્ષેત્રમાં ઝંપલાવવાનો મનસુબો કર્યો. જન્મની પ્રકૃતિ અનુસાર શ્રી. રણછોડભાઈને જીવનના કોઈપણ ક્ષેત્રમાં સંકુચિતતા ગમતીજ ન્હોતી. પિતાનો જીવનના વ્યવશાયનો ધંધો કૃષીકારનો હતો. ૬૦--૭૦ વીઘાં વતન હતું. ચરોતર જેવા ફળદ્રુપ પ્રદેશમાંની એ વતન વાર્ષિક પાંચ સાત હજારની આમદાની આપે તેમ હતી કિન્તુ જેનું જીવન ગતિ અને પ્રગતિ કરવા માટેજ જાણે સર્જાયું હોય ને જેથી તેમને એ વતન ટૂંકી લાગી. એમના તો મનઃકોડ હતા હજારોની ઉથલ પાથલ કરવાના એટલે ૨૫ વર્ષની ભર યુવાન વયે તેમણે માતર તાલુકાના વાવડી-ડાભી ગામના

સીમાડાઓમાં વણખેડાયલી પડતર જમીનમાંથી લગભગ ૨૫૦ વીઘાં જમીનનો લોટ ખરીદયો સં. ૧૯૬૯માં અને ત્યાં બંગલો બંધાવી, ખેડૂતો વસાવી એક બાહોશ જમીનદાર અને નિષ્ણાત કૃષીકાર તરીકે જીવનમાં ઝંપલાવ્યું. કુદરત પણ તેમની તરફદારી કરવા કેમ જાણે રાહ ન જોઇ રહી હોય તેમ મજકુર જમીનમાં વાર્ષિક દશથી પંદર હજાર સુધીની આમદાની થવા લાગી.

બીજી તરફ શ્રી. રણછોડભાઇના હૃદયની ઉદારતા પણ અસીમ હતી. તેજ ટાઇમમાં અત્રેની (ખેડા) શ્રી. સુમતિ રત્નસૂરિ લાયબ્રેરીના રૂા. ૧૨૫ આપી આ જીવન સભ્ય બન્યા વળી નાના મોટા અનેક ફંડફાળાઓમાં તેમની લખાણી સૌ કોઇનું ધ્યાન ખેંચનારી હોયજ. મતલબકે એમની ઉદારતાનો સાર્વજનિક કાર્યોમાં સૌકોઇને સતત લાભ મળ્યાજ કરતો હતો. ત્યાર પછી સં. ૧૯૭૨ માં બીજું સાહસ તેમણે વડોદરા નજીક સયાજીપુરામાં ખેડયું અને ત્યાં પણ ૨૦૦ થી ૨૫૦ વીઘાં જમીન ખરીદી. આમ તેમણે પોતાની યુવાનીનો ટાઇમ પોતાના વડીલોનાજ ધંધામાં પરંતુ તે પોતાના ધ્યેય મુજબ ઘણા વિશાળ પાયા ઉપર ખેડયો એટલુંજ નહિ પરંતુ એ ધંધામાં તેમણે હજારો રૂપિયાની આમદાની કરી. આમ છતાં તેમના સ્વભાવાનુસાર અને જન્મની ઉદાર વૃત્તિએ તેઓ કોઇ સંગીન રકમ સંગ્રહી ન શકાય. જો કે તેઓએ નાણાવિષયક ચિંતા તો કદિયે કરી નથી તેમજ તેમના હૃદયમાં દ્રવ્ય સંગ્રહ કરવાની વૃત્તિ જાગી જ નથી. હજારો કેમ પેદા કરવા અને હજારો કેમ ખર્ચવા, અને તે પણ સદ્‌માર્ગે એજ એક માત્ર એમના જીવનનું ધ્યેય હતું.

ત્યાર બાદ જેને પ્રૌઢત્વ કહેવામાં આવે છે એ પ્રૌઢત્વ એમને સાંપડયું; છતાં જે યૌવનના ઉત્સાહ અને સાહસિકવૃત્તિ હતાં તે જરાય શિથિલ ન થયાં. અને સને ૧૯૨૯–૩૦માં તેમણે પોતાના વતન સારસામાંજ ખાનગી વોટર વર્કસ સ્થાપ્યું. એમના મગજમાં આ વિચારનું ઉગમ ગામ લોકને પાણી માટેની કાયમ ભોગવવી

પડતી મુશ્કેલી હતું અને એ મુશ્કેલીને કાયમને માટે દૂર કરવા માટે તેમણે છેલ્લે છેલ્લે સ્વાર્થ સાથે પારમાર્થી.કાર્ય આરંભવાનો વિચાર કર્યો. કોઇપણ વિચાર કરતાંની સાથે તેને અમલમાં મુકવાની મૂળની આદત પ્રમાણે તેમણે એ વિચારને તાત્કાલિકજ અમલમાં મૂક્યા અને આજ ૧૦ વર્ષથી તેઓ પોતાના વતનમાંજ પોતાની માલીકીનું વૉટર વર્ક્સ ચલાવી રહ્યા છે.

આ તો જાણે તેમના વ્યવશાયી જીવનનો ઉલ્લેખ કર્યો પરંતુ તેમના લાક્ષણિક જીવનની વૈવિધ્યતા તો અનેરીજ છે. ખૂબ સાદાઇ સદા સર્વદા હસતું વદન અને નચિંતતા પહેલીજ નજરે તેમને જોનારને જણાયા સિવાય ન રહે. છતાં ખુબ સુખી જીવન જીવવાના કોડ પણ ઓછા નથી. અનેક પરિવર્તનો વચ્ચે પસાર કરેલા જીવનમાં પણ ચોવીસે કલાક આનંદ પ્રાપ્ત કરવા માટેનાં દરેક સાજ સજાવવાની ઉર્મિલતાના કોઇ સીમાડા જ ન મળે. આજે પણ જીવનની સાદાઇમાં આનંદની ભવ્યતા નજરે પડયા સિવાય રહે તેમ નથી. ગામની બહાર જે સ્થળે વોટર વર્ક્સ ગોઠવ્યું છે ત્યાંજ એક નાનકડું પણ રોનકદાર મકાન અને વિશાળ બાગ વીંટળાયલોજ છે અને ચોવીસે કલાક શાંતિનિકેતન જેવા એ રમ્ય સ્થળે ફુલોથી મઘમઘતા એમના નિવાસસ્થાનમાં લેખકો અને કવિઓને તો ત્યાંથી કોઇ નવીજ કલ્પનાઓ સાંપડે છે.

એમના જીવનની એક ખાસ વિશિષ્ટતા તો કહેવીજ રહી જાય છે ને તે એ કે, શ્રી. રણછોડભાઇને બબ્બે પત્નીઓ છે. આ બન્ને સપત્નીઓ વચ્ચે એ સગી બ્હેનોના કરતાં પણ અધિકો પ્રેમ જોઈ મને તો એમના એ સુખી જીવનની રસકયારી સદા મ્હોરેલીજ દેખાય છે. જગતનિયંતા પ્રભુ એમના જીવનની એ સુખી વાડીને સદા મહોરેલીજ રાખે ને તેમની આંતરેચ્છાઓ પૂર્ણ કરે એવી અંતઃકરણપૂર્વકની અભ્યર્થના સાથે તેમના જીવનનો સંક્ષિપ્ત પરિચય સમાપ્ત કરૂં છું.

—**પ્રકાશક.**

# પ્રકરણ ૧ લું.

## ગુલામ.

એ ગુલામ હતો. એનો માલીક એક બેનીટો હતો. કેપુઆથી કાસદ આવ્યો હતો ને કંઈક લાવ્યો હતો; તે સમાચાર હતા. એ સમાચાર એને સુવા દેતા નહોતા, એની આંખને મીંચાવા દેતા નહોતા, એની આંખનાં પોપચાંને ખેંચી ખેંચીને ઉઘાડતા એને ઉઠાડતા હતા.

અને એ ઉઠયો:

"જેવું મારૂં એવું તારૂં થા" એમ દાંત કકડાવતો એનો પડછાયો માલીકની મધરાતની પથારીપર નીચો નમ્યો. માલીકના ગળાપર

પહેલો કાપ મૂકી એણે જીવ લીધો. પછી એણે ઉતાવળાં અંગ કાપ્યાં, પેલા શરીરની આંખો ઉતરડી.

"જેવું મારૂં જીવનભર ચૂંથાયું છે તેવું તારૂં..........."

પાછા એણે દાંત કચકચાવ્યા. લોહી નીગળતું ખંજર કેડમાં ભરાવ્યું ને ઉતાવળો બહાર નીકળ્યો.

માલીકોના પાટનગર રોમમાં મધરાત મહાલતી હતી ત્યારે એ નાસતો હતો. એણે એની ધબકતી પાંસળીઓના પડખામાં એક બીજું સંતાડયું હતું, તે એક જુનું પુસ્તક હતું. પ્લેટો નામના ચિંતકે ને લખ્યું હતું. તેમાં તેણે સમાનતાની વાત લખી હતી. એને તે વાત ઘણી ગમતી હતી.

( ૨ )

**દિવસ** પછી રાત અને રાત પછી દિવસ વહેતા હતા. વેપારી વણઝાર વહેતી હતી, માલના ઢગલા વહેતા હતા, માનવી વહેતાં હતાં.

એય વહેતો હતો. રાત એનું રખવાળું કરતી હતી, દિવસ એને દેખા દેતો નહોતો. બીજાં વહેતાં હતાં તે જાહેર માર્ગ એને માટે સલામત નહોતો. નહિં ખેડાયલા રસ્તાપર એ વહ્યો જતો હતો.

એની પાંસળી ઉછળતી હતી. હૃદય ધબકતું હતું. એની આંખ ચારેકોર ચકોર બની હતી. એના કાન ટાંપી રહ્યા હતા. એના પગ ધસતા હતા. એટલીજ એને એની ખબર હતી.

ને ખબર હતી કે કેપુઆના ગુલામોએ બળવો કર્યો છે. તેમાં જોડાવા એ ધસતો હતો. એય ગુલામ હતો.

ગુલામોએ બળવો કર્યો હતો. જે પ્રથા હતી, જે વહીવટ હતો, જે વહેવાર હતો,

જેને ધર્મે પવિત્ર કહ્યો હતો, જેને મહાત્માઓએ મુજરો કર્યો હતો, સંતોએ આશીષ આપ્યા હતા, રાજાઓએ રક્ષણ આપ્યું હતું, સરકારે કાયદેસર કર્યો હતો,

જે દેવ-દેવીઓનો દીધેલો હતો, જે ભગવાનની પવિત્ર યોજનાનો સંસારનો એક ભાગ હતો તેની સામે......તે ગુલામી સામે કેપુઆના ગુલામોએ બળવો પૂકાર્યો હતો.

એટલે તો તેમણે દેવદેવીઓ સામે અને ખૂદ ભગવાન સામે ય બળવો કર્યો તેની એને ખબર હતી. એ દેવદેવીઓને ધિક્કારતો, માલીકોને ધિક્કારતો ધસતો હતો.

એના પગલે પગલે દરેક પળ ચંપાતી હતી, ધરતી મારગ દેતી હતી, કાળ હસતો હતો,

એ કાળ જેવો આગળને આગળ ધસતો હતો.

## ( ૩ )

### એ કોણ હતો ?

એને એટલું યાદ હતું કે એ ગ્રીક હતો. ખેડૂતને ખોળે સાંપડયો હતો. વીણવું, નીંદવું, ઉપણવું, ખેડવું એવું એવું જાણતો હતો ને મા-બાપાને પડખે મચી પડતો હતો.

પછી જે લોકો એનું કંઈજ કરતા નથી અને બીજાની પેદાશ ભરખી જાય છે તેવા માલીકોના પાપે દુકાળ આવ્યો. દુકાળ સામે દાદ માગવા દેવી એજેનાના દેવળમાં એના બાપની સાથોસાથ એય ગુંટણીએ પડયો.

પણ પછી આશાના માખણમાં છરીના ઘા જેવા બાપાના બોલ હજુય એની ખોપરીમાં ખખડે છે. એણે પૂછયું હતું: "બાપા, બાપા આપણે......મને ક્યાં લઈ જાવ છો ?"

"કોરીન્થ." બાપાનો મસાણ જેવો સાદ રસ્તાપર પથરાતો હતો.

"અને ત્યાં ?" એણે બાપાની આંખમાં જોયું હતું.

"ત્યાં......ત્યાં......બજારમાં, બેટા." બાપાની આંખમાં ત્યારે એણે ચિતા સળગતી દીઠી હતી. એમાં બાપ બેટાને સુવાડતો હતો.

"કેમ ?" પાછું એનાથી પૂછાઈ દેવાયું.

"તું ગુલામ......વેચાવા......" બાપાએ પાડેલી ચીસ, બાપાના ગળામાં ગુંચવાઈ હતી, આખમાં રડી ઉઠી હતી.

એ ચીસે એના દિલમાં ચીરો પાડયો હતો. એ ચીસનો ચીરો હજુ રૂઝાયો ન હતો. એ ચીસમાંથી હજુય છરી જેવા વિચારો નીકળતા હતા ને એની ખોપરીના માખણને કાપતા હતા. એ ઘાયલ આંગળને આગળ ધસતો જતો હતો. ભલે ધસે, સ્પાર્ટેકસ ભલે ધસે.

( ૪ )

**એને** યાદ કરશો નહિં; એ ભૂલ્યો હતો, વેચાયા પછીની વાત; એ બધી જ ભૂલ્યો હતો. જો યાદ આવે તો એનાં રોમેરોમ સળગી જાય એવી એ વાત વિપરીત હતી.

વેચાયા પછી એ ગુલામ હતો. ઘણાં ગુલામો હતાં. માની છાતી પરથી વછૂટાયલાં બાળક વેચાયાં, બાપની પડખેથી જુવાનજોધ દીકરા વેચાયા હતા, નર વેચાયા હતા. નારી વેચાઈ હતી. માનવીની હોડમાં માલીકના બજારમાં નાગાં માનવશરીર રોજ ખડકાતાં હતાં ને વેચાતાં હતાં. એય વેચાયો હતો, તેથી તો ગુલામ હતો.

એનો પહેલો માલીક, ભૂખરો ને બટકો હતો. એલેકઝાંડ્રીયાનો શેઠ હતો.

માલીકને સાંભળતાં સાંભળતાં ઉંઘવાનો શોખ હતો, એટલે તો દેવદેવીઓની પ્રેમલીલા વાંચી સંભળાવવા એને ભણાવવામાં આવ્યો હતો.

માલીકને નાગાં ગુલામો નાચ નાચે તે જોવાનો ય શોખ હતો. એ નગ્ન ગુલામ છોકરીઓ સાથે નાચતાં શીખ્યો હતો.

માલીકને ગુલામોને મારવાનો શોખ હતો. એ માલીકની ચાબૂક ખાતો ને પોતાનું લોહી ને લટકતું માંસ પોતાની આંખે ને પોતાની જાતે જોતાં શીખ્યો હતો.

માલીકને માનવીની સાઠમારી જોવાનો શોખ હતો અને માલીકો ને

માલીકણોની તાળીઓના ગગડાટ વચ્ચે એ સાઠમારીમાં સામે આવતા કોઈપણ ગુલામની ખોપરી ફાડી નાખતાં કે આંતરડાં કાઢી નાખતાં શિખ્યો હતો.

એ બધું એને યાદ હતું.

એ દરેક યાદ એના જીગરનો જખમ હતો.

એવું જીગર એનું જંપતુ નહોતું, એના જીગરના ઘા રૂઝાયા નહોતા, એના ઘાયલના ઘામાં જીભ જન્મી હતી ને એને ઝબકાવી ઝબકાવીને ઉઠાડતી હતી.

આજે કેપુઆથી કુકડો બોલ્યો ને એ ઉઠયો હતો.

એ ભલે જતો.

## પ્રકરણ ૨ જું.

### ચલો કેપુઆ

કેપુઆને રસ્તે ગુલામો વહેતાં હતાં.

કોઈ મેલાં ઘેલાં હતાં, કોઇ ચીંથરેહાલ હતાં, કોઇની આંખની આગ સળગતી હતી, કોઈની પીઠના ઘા સૂસવતા હતા, કોઇ વળી ગએલી કેડે, કોઇ ગણી ગણાતી પાંસળીઓએ, કોઈ બોજા નીચે કચડાતી ડોકે કેપુઆ ભેગા થવા વહેલાં વહેલાં જતાં હતાં.

તેથીજ કેપુઆનો રસ્તો વિકટ બન્યો હતો. તેથી કેપુઆને રસ્તે ઉંચ વરણના લોક જતા દેખાતા નહોતા.

કોઈ માલીકની ચાબુક નીચે ખેડતાએ, કોઈ માલીકનાં વાસીદાં

વાળતીએ, કોઈ ચાકરે, કોઈ નોકરે, સૌ ગુલામોએ આજે ફેપુઆને રસ્તે પોતાની જાતને વાળી હતી.

"આપણે બળવો કરીએ છીએ" ફેપુઆને રસ્તે પથરાતા પડછાયા એક બીજાના કાનમાં ઓળખ આપતા હતા.

એવા ફેપુઆને રસ્તે એક નદીને કિનારે એક ઝાડને ઓથે એક જણ હાથપર માથું ટેકવી સૂતો હતો. એને ઓળખવા વહેલી સવારના આછા અંધારામાં બીજા બે જણ ઉભડા થઈને જોતા હતા. જોનારમાંના એકના હાથમાં ઉંઘતાનું પેટ ખોલી નાખે એવું ખંજર લટકતું હતું.

પેલાએ જાગીને જોરથી મ્હોં ફાડયું ને આંખો ચોળતાં આળસ મરડતાં ચીસ પાડી "હું તૈયાર છું."

પેલાની ઉઘડતી આંખના અંગારસમાં બે જણ ચમકીને બે ડગલાં પાછળ થયા હતા અને પેલાએ છલંગ મારી હતી. હજુ એના હોઠ વંકાયલા હતા, ભમર રાતના ભયાનક સ્વાનપર સંકોચાયલી હતી. આંખ ઉંઘવાનો અભિનય કરતી હતી. એણે બીજી બૂમ પાડી. "તમારૂં...તારૂં ખંજર ભરાવી દે..."

"કયાં ?" પેલા બેમાંથી એક ઉંચા સરખાએ સડેલા દાંત દેખાય તેમ મોટેથી હસવા માંડયું.

"અમે ગુલામ...અમે બળવો કર્યો છે. અમે તારૂં પેટ કયાંથી ખોલવું તેનો વિચાર કરતા હતા."

"હુંય ગુલામછું." પેલાની આંખમાંની ઉંઘ હવે ઉડી ગઈ હતી.

"તુંય ગુલામ છે !" પેલો ઉંચો પાછો હસ્યો. 'તો ફેપુઆ જાય છે ને ?'

"ફેપુઆ...પણ તમે મને મારી નાખ્યો હોત તો......"

"હોત તો...હોત તો...અમે બીજાને મારી નાખવાની અમારી લાયકાત પૂરવાર કરી...અમે ગુલામ નથી પણ માલીકની જેમ આઝાદ છીએ એમ બતાવ્યું હોત અને ફેપુઆનાં ગુલામે તારા જેવા

એકનો સાથ ગૂમાવ્યો હોત."

"મારા જેવો એક...તમે મને શું સમજો છો?" બોલતાં ચેલાએ પોતાનું પડી ગએલું બંજર લીધું અને મોટું આળસ મરડયું.

"અમે તને ત્યાં સમજશું...આગળ થા...કેપુઆના બળવામાં જો આપણે સાથે પકડાઇએ તો આપણા વધસ્થંભ પણ સાથે મંડાશે. ને આપણા જીવતાં આંતરડાં માલીકનાં કુતરાં તાણશે ત્યારે."

"તું મૂરખ છે...અપશુકનીયો, બસ કર......આપણે તો...... આપણે તો......"

"ચાલો ચાલીએ" બીજાએ રસ્તો બતાવ્યો ને ચાલવા માંડયું. "આપણે અજવાળું થાય તે પહેલાં પેલી ટેકરીઓમાં......"

ત્રણે જણ ઉતાવળા ચાલ્યા.

"પછી જખ મારે છે માલીકની મા......" છેલ્લો તિરસ્કારથી બબડતો ચાલ્યો.

"તે તારૂં નામ?" ત્રણમાંના પહેલાએ બીજાને પૂછયું.

"ક્લીઓન."

"ને ગામ?"

"ગામ ગોરા."

"ને ઠામ?"

"ઠામ, રોમ."

"ને કોણ ભગવાન તારો..."

"હે લપ મૂકે છે...મારા ભગવાનને તો મેં ચાવી ખાધો... ક્યારનોય...મારો ભગવાન હતો તો કોકોલ, પણ મારી માને, મને ને મારી બેનને દોરડે બાંધી, કોરડે વીંઝી...લઈ ગયા પછી મેં એને ચાવી ખાધો છે ચાવી." ક્લીઓને દાંત કકડાવ્યા.

"ને તારો બાપ?"

"બાપ તો નાકેલો ઉભે દરીએ, હોડકું લઈને,......ને તું?"

"હું બ્રેનસ."

ને તારી પાછળવાળો ?"

"ટીટુસ."

"કલીઓન...ટીટુલ; સાંભળો." આગળ ચાલતા બ્રેનસે આડા હાથ કર્યા. ત્રણે જણ કાન માંડી સાંભળી રહ્યા.

ધીમેથી કલીઓન બોલ્યો: "આપણા જ...આપણા જ...ગુલામો કોઇ ટેકરી ઓથે ગાય છે...નાચે છે ને ખાતા હશે."

ત્રણેજણ ઉતાવળા આગળ ચાલ્યા અને નાચ ગાનનો અવાજ તેમના કાનપર વધારે ચોકખો અથડાયો:

"એ.......હો.......હો.......હો.
એક તન છે......તનને મન છે
તન મન ધન છે.
જો સબ ધન છે
હમ સબ ધન છે
એક મન છે
મનને તન છે
જો સબ ધન છે."

ત્રણેજણ નાચતા તાનપર કૂચ કરતા જોરથી ચાલ્યા ને ઉતાવળા ટેકરીને પડખે ઉતરતા જોઇ રહ્યા.

ગુલામ સ્ત્રી પુરૂષોનું એક ટોળું એક શિકારને તાપણીમાં ભાકતું હતું ને ધૂન મચાવતું નાચતું ગાતું હતું.

"હો.........હો.........
આંખે જોવાનું મન છે
એક મન છે.
ખોપરીઓ ફાટે ફટ છે
ચીરાતાં પેટ ઝટપટ છે
હાં એક મન છે
બસ એક મન છે.

મન છે...તન છે...ધન છે"
સળગતાં ઘરનાં સપન છે
એક તન છે...એક મન છે
રોમેરોમ અગન છે.

"અરે કોણ છે?" ધૂમરી ખાતા ને નાચતા એકે અટકીને અવાજ કર્યો.

"અમે ગુલામ..." બ્રેનસે બૂમ પાડી.

"લે માળાં માલીકનાં કવિને ટપી જાય તેવું ગાય છે."

"કેવો મઝાનો શિકાર શેકાય છે." ટીટુલે એના જાડા હોઠપર જીભ ફેરવતાં ઉમેર્યું: "ને સ્ત્રીઓય છે."

"હવે આપણે ઘણાં થયાં, એક કતારમાં કૂચ કરશું." કલીઓન બબડયો.

"નર ને નારીઓ...બધાં ભેળાં...જોઈ પેલી..." ટીટુલે એક સ્ત્રી તરફ આંગળી કરી. "ઘણાં વરસ પહેલાં બરાબર એવી... બરાબ્બર એવી, આંખમાં શ્રેનવાળી ને અણિદાર...બરાબ્બર એવી. પકડાયો નહોતો ત્યારે મારી પથારી પાસે સૂતી ને રડતી...રાખતો."

## (૨)

કેપુઆ તરફ છૂટાંછવાયાં આવતાં ગુલામોનાં જુથ વધતાં જતાં હતાં. બ્રોનસ અને કલીઓનને બસો જેટલાં ગુલામોની સરદારી સોંપડી હતી.

રસ્તા વેરાન થયા હતા. જમીનદારો ઉભા પાકવાળી જમીન છોડીને, ફરતા બાગવાળા આરામગાહો છોડીને જે લેવાય તે લઈને નાઠા હતા.

વેરાન થએલા માર્ગોપરની વાડીઓમાં લોહીનાં ટીપાં જેવી દ્રાક્ષો જુમખે બાઝીને ઝૂલતી હતી. વેરાન થએલી વસ્તીનાં મકાનો લુંટાયા

પછી સળગતાં હતાં. અવારનવાર કોઈ મરેલાં ને કોઈ મરતાં દેખાતાં હતાં. ભરવાડો, ખેડૂતો, મજુરીયાંઓ ગુલામો ભેળાં ભળતાં હતાં.

પેટ્રોનીયસ એની જાગીરપરથી ભાગી ગયો હતો પણ એની સ્ત્રી ને બાળકો એનાં ગુલામોનાં કેદી બન્યાં હતાં.

પેટ્રોનીયસના કિલ્લાની બહાર એકાવન સ્ત્રીપુરૂષો–ગુલામો ઉભાં હતાં. કલીઓન ને ઓનસની સરદારી નીચેનો સંઘ આવ્યો ત્યારે તેમણે ચીચીયારી પાડી સૌને વધાવ્યાં, અને ગેયસ પેટ્રોનીયસની સ્ત્રી પેટ્રોનીયાને ચોટલો ઝાલી ઉંચી કરી.

"જેવું અમારૂં તેવું તારૂં થા........"

ગુલામોને રોમેરોમ અગન ઉઠી હતી.

પેટ્રોનીયસની વાડી ભેલાઇ ગઈ, કિલ્લો લૂંટાયો, ખાવાનું ખવાયું પીવાનું પીવાયું.

પેટ્રોનીયસના પત્થરના કિલ્લાને આગ લાગી નહિ એટલે દિવાલો બગાડાય તેટલી બગાડાઈ, પેટ્રોનીયસના રંગમંડપને દિવાનખાનામાં ગુલામોએ મળમૂત્ર કર્યાં ને એના બાગમાં પેટ્રોનીયસને આનંદ આપવા નગ્ન ઉભેલી આરસની પ્રતિમાઓને ભ્રષ્ટ કરી.

"ચલો આગળ, કેપુઆ તરફ" હુકમ થયો અને કટક ચાલ્યું. પાછળ પેટ્રોનીયસની ઈમારતના પથરા કદી નહિં દીઠેલું એવું દેખતાં ડરી રહ્યા.

ગુલામો ગજબ કરતા હતા, લશ્કર બનીને આગળ વધતાં હતાં, દરેક પગલે કૂચ કરતાં હતાં, દરેક પળે કતાર બનતાં હતાં.

એમના ફિકકા ચહેરાપર ચળકાટ વિફરતો હતો. એમની આંખનાં દુઃખમાંથી દાહ ટપકતો હતો. એમનાં ખંજર–ખખડતી કેડ ભયાનક ઠમકો દેતી હતી. એમના વિખરાયલા વાળ વિપરીત ઉડતા હતા. એમના અરધા નાગા દેહપર ઠારી દે તેવો પવન પછડાઇને પાછો છૂટતો હતો.

શી ખબર આવું થશે; નહિં તો પેલાં એકાવનની ગરદનપર પેટ્રોનીયસની ચાબુકો વિચાર કરીને સુસવી હોત. પેટ્રોનીયસની ગુલામ સ્ત્રીઓનાં અંગેઅંગ ચુંથાતાં એના હાથ ઢીલા પડયા હોત.

આવો દિન ઉગશે એવું એકે રાતે કોઇએ ધાર્યું નહોતું.

"જેવું અમારૂં......તેવું તારૂં થા."

બોલતાં એકાવન ગુલામોએ પેટ્રોનીયાને અરધી નાગી આગળ કરી હતી, એક આંખે આંધળી કરી હતી, એક કદાવર ગુલામ એનો લાંબો ચોટલો ઝાલીને એને હાંકતો હતો.

એ હાંકનારના એક હાથમાં કાંટાવાળા થોરની સોટી હતી અને તે પેટ્રોનીઆના ખૂલ્લા બદનપર હંકાતી પછડાતી હતી. પેટ્રોનીઆનો બન્ને બાજુ એની બે દિકરીઓ કકળતી ચાલતી હતી. પેટ્રોનીઆને હાંકનાર એ બન્નેને મારતો નહોતો કારણ તે તેને ગમતી હતી.

ગુલામોના કટકમાં બધી મળીને પકડાયલી પાંચ સ્ત્રીઓ અને બે છોકરીઓ હતી. સાત માલીકણોનાં શરીર, ગુલામોમાં નાયકો ઠરેલા ભોગવતા હતા.

એમ આગળ વધતા કટકમાં એક ગંજાવર ગુલામે બે પડખે લટકાવેલી નાગી તરવારો ઉંચી કરી; રોકાઈ જવાનો સંદેશો આપ્યો. બધાંએ પડાવ નાખ્યો કારણ કે રાત પડતી હતી. સવારમાં ઉપડયા પછી હવે કેપુઆ આઠ કલાક દૂર હતું.

રાતનો ડાયરો જામતો હતો, તાપણીઓ સળગી હતી, ખોરાક રંધાતો હતો, કોઇ ગાતા હતા, કોઈ નાચતાં હતાં, કોઈ પકડાયેલી માલીકણો સાથે ગેલ કરતાં હતાં, કોઈ વાતોએ વળગ્યાં હતાં.

કોઇને બળવાના સંદેશા મળ્યા હતા, કોઇએ બળવાની વાતજ સાંભળી હતી, કોઇને મુસાફરીના છેલ્લા મૂકામપર પકડાઈ જવાની ને વધસ્થંભપર જકડાઈ જવાની ખાત્રી હતી.

પણ સૌને એક પળ, અરધી પળ પણ આઝાદી જડી હતી.

સૌને નશો ચઢ્યો હતો. સૌ ઘેરી આંખે ગરજતાં હતાં: "પછી જે થા તે થા........થ તે થા" ને આમથી તેમ ગબડતાં હતાં.

એકલા કલીઓન, બ્રેનસ અને ટીટુલ ગંભીર બનીને વિચાર કરતા હતા. બળ વિચારતા હતા, હથિયારો ગણતા હતા, ગુલામોની એક કતારનો ખ્યાલ કરતા હતા, ગમે ત્યારે ગમે તે દિશામાંથી રોમન માલીકોની લીજીઅન તૂટી પડશે તેનો અંદાજ કાઢતા હતા.

"ગરશોમ........ગરશોમ." કલીઓને અવાજ કર્યો, અને સામેના ટોળામાંથી એક ગંજાવર ગુલામ ઉભો થયો. એણે બન્ને પડખે બે નાગી તરવારો લટકાવી હતી.

"તું પેટ્રોનીયાના રસોડાનો.........."

"જી, ભાઈ........ખાટકી, આ બન્ને તરવાર વડે......."

"બસ બસ, આ ચંદ્રની ચાંદનીમાં તારે મધરાત સુધી આપણા મૂકામની ઉત્તર બાજુએ પેલી ટેકરીઓમાં ચોકી કરવાની છે ને...-"

"કંઈ દેખાય તો ખબર આપવાની છે?" ગરશોમ વચમાં બોલ્યો.

"તો જા."

"ચાલ્યો." ગરશોમ ચાલ્યો ગયો.

"અને ટીટુલ!" કલીઓન પોતાની સાથે બેઠેલા બેમાંથી એક તરફ ફરીને બોલ્યો.

"આપણી સ્ત્રીઓની તપાસ કરી જે જોરદાર હોય ને પુરૂષોની સોબત છોડવા માગતી હોય તેમનેજ અહિંથી આગળ આપણી સાથે લેવાની છે."

"સમજ્યો........" ભયંકર ટીટુલનાં ભવાં સંકોચાયાં.

"સમય કપરો આવશે ટીટુલ, એટલે સ્ત્રીઓ....." બ્રેનસ બોલ્યો.

"સમજ્યો, સમજ્યો, એટલે સ્ત્રીઓ અને આપણી આઝાદીનો અંત આણવો એમને......?"

"એમ નહિં, આપણે હવે લશ્કર બનીને આગળ વધવાનું છે

એટલે......" કલીઓને ટીદુલપર ગંભીર આંખો ઠેરવી.

"સમજી ગયો........હું તૈયાર છું પણ........માલીકણો પકડાય તેની માવજત મારી પાસે રાખજે.......તેમનાં ગળાં કાપવાનાં હોય ત્યારે પણ મને....." બોલતા ટીદુલે જાડા હોઠ જોરથી ચાટયા.

"હવે તુંય જા, આપણી પાછલી બાજુપર ફરતો રહે.......મધરાતે ચોકી બદલીશું." કલીઓને હુકમ કર્યો ટીદુલ ઉઠયો અને ચાલ્યો ગયો.



## પ્રકરણ ૩ જું.

### પહેલો જંગ.

બ્રેનસે મીંચાતી આંખો ઉંચી કરી. કલીઓન બેઠેલો ઉભો થઇ ગયો. બન્ને દોડતા આવતા ગરશોમ તરફ જોઇ રહ્યા.

ગરશોમે પહેરેલી પેટ્રાનીઆની પાવડી એક પગમાંથી પડી ગઇ હતી, એણે કેડપર વીંટેલો પેટ્રાનીઆનો લીલો પટો લટકી પડ્યો હતો. એના ખભાપર ગોફણ લટકતી હતી, એની બન્ને તરવારો એના હાથમાં ચમકતી દોડતી હતી.

"છે શું ?" બ્રેનસ આગળ ગયો.

"ત્યાં જુવો" એણે લાંબી તરવાર લંબાવી. બ્રેનસે ઈટાલીના

ઉગતા સુરજની દિશામાં ભમરપર હથેલી દઇને જોયું ને જોઇને બૂમ પાડી, "જા દોડ કલીઓનને કહે, ને જા જલદી ટીટુલને ઉઠાડ." ગરશીમ દોડતો ગયો.

ઉગતા સુરજના રાતા પ્રકાશમાં બ્રોનસ ચળકતી ધાતુઓની બની હોય તેવી, ઘોડેશ્વાર રોમન લીજીઅનને દોડતી આવતી દેખી રહ્યો. ને મુછો ચાવતો બોલ્યોઃ "માલિકોની સેના."

ત્રણ નાયકો એક સરખા ઉભા. ત્રણની સામે એક હારમાં એક કતાર બનીને ગુલામો ગોઠવાયાં.

"પેલી સામેની ઉંચી ટેકરીપર ગોઠવાઇ જાવ. એ ટેકરીની પાછળથી પેલાઓ નહિં આવે, આગળથી આવશે પણ આ ખાડી ઓળંગીને. ખાડીની બાજુપર ટેકરીની કિનારીપર પથરાની પાળ બાંધો. પાળ પાછળ ગોફણવાળા બેસે ને તેની પાછળ બીજાં બધાં. પાળ આપણને સાચવે ત્યાંસુધી ઠીક ને પેલા અડધે ચઢી આવે પછી પાળના પથરા ગબડાવી દેજો."

ગુલામો ગોઠવાઇ જવા ટેકરીપર દોડયાં. ગરશીમ બન્ને તરવારો ચમકાવતો પથરા ગોઠવતા મજુરોના મુકાદમ જેવો ફરતો હતો ને વિકરાળ હસતો હતો. કેટલાક શાંતિથી ધોઇ કાઢેલા ચહેરા કરીને પથરાની પાળ ગોઠવવા જવા મંડી પડયા હતા, બે ચાર ઘરડાની આંખમાંથી આંસુ ફૂટતાં હતાં, થોડીક સ્ત્રીઓ ડરીને લપાતી હતી. સૌની આંખમાં વધસ્થંભની વેદના જુદા જુદા રંગો રચતી દેખાતી હતી.

"ઉલ્લોના અંદરમાં મારી માડીનાં વહાણ........" ફિકકુ હસતો નાચવા લાગ્યો.

"એ પાગલને પેલા પથરા સાથે બાંધી રાખો" ટીટુલે હુકમ આપ્યો.

મરણના પડછાયાનો પગરવ હવે સૌના કાનમાં સંભળાયો. કોઇ વધારે વિકરાળ થયું, કોઇએ ગોફણ ભરીને ઢાલવી, કોઇએ ખંજરને

કચકચાવીને પકડયું, કોઇને ભૂલાયલા ભગવાનના ભૂલાયલા મંત્રોના ભણકારા થયા.

પેટ્રોનીઆને સાચવીને ત્રણ ગુલામ સ્ત્રીઓ બેઠી હતી. પેટ્રોનીઆએ એક અંધ આંખ ઉઘાડવાનો ને બીજી દેખતી આંખે દેખવાનો પ્રયત્ન કર્યો અને પોતાની બન્ને બાળકીઓને સોડમાં દાબી.

કલીઓન, ઓનસ અને ટીટુલ ત્રણ બાજુપર અક્કડ બનીને ઉભા હતા. કલીઓન ખાડી સુધી આવી પહોંચેલી લીજીઅનને દેખતો હસતો હતો, ઓનસ ગણત્રી કરતો હતો, ટીટુલ ભયાનક થતો હતો.

માલિકોની લીજીઅનને મોખરે બે અમલદારો દોડતે ઘોડે હતા.

"ગુલામો" લીજીઅનમાંથી એક બૂમ પડી, અને ખાડીનાં પાણીને સો ઘોડાઓ કાપી રહ્યા.

ટેકરીને તળીએ લીજીઅન ગોઠવાઇને ઉભી. એક ગંભીર અને આધેડ દેખાતો અમલદાર તરવારની અણિ ધરીને ઉભો ને બૂમ પાડીને બોલ્યોઃ

"મારે કોને સંબોધવો?"

"મને, હું કલીઓન." કલીઓને ગર્જના કરી.

"તો બોલો શું પસંદ છે? જો શરણે આવો તો દરેકને એક સો ફટકા અને પછી જીવે તેને ખાણોમાં મજુરી. જો નાસો ને પકડાશો તો વધસ્થંભપર.........બોલ પસંદ કર, જલદી."

કલીઓન કંઈ બોલ્યો નહિં, એનું ભયંકર હાસ્ય જાણે ટેકરીપરથી ગબડતું હોય તેમ બરાબર એની પડખે ઉભેલા ગરશોમે કિનારી પર ટેકવી મૂકેલી એક મોટી શિલાને ગબડાવી. એક ભયંકર ચીચીયારી આખી કિનારપરથી સંભળાઈ ને તેની પાછળ ગોફણો સમસમી ઉડી. શિલાઓ ગબડતી થઈ.

કલીઓન બાજુપર અદબ વાળીને ઉભો હતો. અને ગબડતી શિલાઓથી ને સુસવતી ગોફણોથી બચવા ઘોડેસ્વારો વિખરાતા હતા.

"બાપા, પેટ્રોનીયસ, મારા બાપા." એક તીણી ચીસે સૌનું ધ્યાન ખેંચ્યું. પેટ્રોનીયાની પડખેથી એની એક બાળકી ખસીને કિનારીપર આવી હતી. અને ટેકરી નીચે ઉભેલી લીજીઅનના સરદાર એના બાપ પેટ્રોનીયસને દેખીને ચીસ પાડતી દોડતી હવામાં વીંઝાઇને ગબડતી શિલા જેવી ગબડી.

ગોફણો થંભી ગઇ, લીજીઅન અટકીને ઉભી. પેટ્રોનીયસના ઘોડાથી દૂર કિનારીપરથી ગબડતી બાળકી લોહી માંસનો લોચો બનીને દોડતી હતી.

બન્ને બાજુ ભયંકર શાંતિની એક પળને જોઇ રહી, બીજી પળે ઘોડાપરથી કુદીને પેટ્રોનીયસ લોહી માંસના લોચાને ચૂમતો હતો. બીજી પળે એણે વિકરાળ ડોક ઉંચકી ટેકરીની કિનારીપર બહાવરી નજર નાખી.

"માળો પેટ્રોનીયસ પોતે........" બોલતો ટીટુલ કિનારીપર આવ્યો. એના એક હાથમાં લાંબી તરવાર હતી, બીજા હાથમાં ચોટલેથી લટકતું પેટ્રોનીયસની બીજી બાળકીનું શરીર હતું. ભયંકર ટીટુલ એના જાડા હોઠ જોરથી ચાટતો હતો. ચોટલાની નીચેનું નાનકડું શરીર સફેદ આરસનું બન્યું હોય તેવું કંપતું હતું. ટીટુલની તરવાર ઉગતા સુરજમાં ચમકતી હતી.

"ટીટુલ, એનો ચોટલો છોડી દે ને ઉભી રાખ. ગરશોમ, પેટ્રોનીઆને હાજર કર." કલીઓને હુકમ કર્યો અને ઉમેર્યું, "તારી એક બાળકી ને તેની મા હમારાં કેદી છે, બોલ પસંદ કર, જલદી..."

પેટ્રોનીયસમાંથી પિતા ઉછળ્યો. એ ફટકા, ખાણ અને વધસ્થંભની વાત ભૂલી ચીસ પાડી ઉઠ્યો. ઉગતી સવારમાં એનો ઘાતકી અવાજ ઘડીભર દયાની ભીખ માગતો કરગરતો ટેકરીની કિનારીપર પહોંચ્યો, "મારી સ્ત્રી અને દીકરીને જીવતાં સોંપો તો તમે ભલે જાવ."

"તું અમારી પાછળ નહિ પડે તેની ખાત્રી?" કલીઓને ખાત્રી માગી.

"ખાત્રી! પેટ્રોનીઅસે એક પળ વિચાર કર્યો. ખાત્રીમાં ખુશખબર. તમારી ઉંચાઇએથી જોઈ શકો તેટલે દૂર મારાં માણુસોને રવાના કરૂં છું અને હું એકલો આ ખાડીની પેલી બાજુપર બેસું છું. મને તમારી માણુસાઈમાં વિશ્વાસ છે. ત્યાં તમારામાંથી કોઇ પણ મને મારી દિકરી ને તેની મા દઇ જજો, હું ચૂપચાપ ચાલ્યો જઈશ. મારાં માણુસો પશ્ચિમ દિશાના મેદાનપર ન દેખાય તેટલાં દૂર જશે અને..............."

"તમારી લીજીઅનના સોએ સો ઘોડા અને તરવારો ખાડીપર બાંધીને પછી જાવ તો અમને કબૂલ છે."

"ભલે તેમ." ખુશાલીનો એક વિજયી અવાજ ટેકરીપરથી ગરજી ઉઠયો.

પગે ચાલતી રોમન લીજીઅને પશ્ચિમમાં દૂર દેખાયા પછી પેટ્રોનીઆ તેની દિકરી સાથે પાછી સોંપાઈ અને પોતે હાર્યો કે જીત્યો તેનો વિચાર કરતો રોમન સરદાર રવાના થયો હતો.



## પ્રકરણ ૪ થું.

### બે ઘોડેસ્વારો.

પાછલી રાતનો ચાંદો રોમન આકાશમાંથી ચમકતો હતો. પાછલી રાતનો એક ઘોડેસ્વાર થોડી થોડીવારે પાછળ ડોક ફેરવતો દોડતો જતો હતો.

એણે લગામ ખેંચીને ઘોડો અટકાવ્યો. એક શિયાળ એની સામે લાંબી ડોક કરીને રડતું હતું. ચાંદનીમાં એની સામે એના પડછાયા તરફ જોઇને એ હસ્યો ને બબડયો: "માલિકનું શિયાળ લાગે છે...........રોમથી આવ્યું હશે."

અને એ લગામ ખેંચે ને એડ મારે તે પહેલાં પાછળથી એક

દુઃખની ચીસ સંભળાઇ ને શમી ગઈ. એણે ચમકીને ઘોડાને ફેરવ્યો ને દૂર દૂર જોઇ રહ્યો, "નકામી ચમક........" પણ તરતજ એ ટટાર થઈ ગયો. સામેના એક ઝાડને ઓથે ઘોડાપરથી ઉતરેલો એક બીજો ઘોડેસ્વાર એક સુતેલા શરીરપર નીચો નમ્યો હતો.

એણે લગામ ખેંચી, ને ઘોડાને એડ મારી. ઘોડાએ છલંગ મારી. પેલા નીચે નમેલાએ એને આવતાને જોઈ લીધો અને એક હાથે લગામને મજબૂત પકડી, બીજા હાથની તરવાર ધરીને મુકાબલો કરવા ઉભો.

"કોણ ?" બન્નેએ એક સાથે પૂછ્યું.

"ગુલામ !" પેલા જમીનપર ઉભેલાએ લાંબી તરવારની અણિપર રમત કરતાં જવાબ આપ્યો.

"ગુલામ !" સામેની આકૃતિ છલંગ મારી ઉતરી પડી ને આગળ આવી "હુંય ગુલામ......" બન્નો એક પળવાર એક બીજાને જોઈ રહ્યા, બીજી પળે એક બોલ્યોઃ "તો તું નાખ હુંય નાખી દઉં આપણી તરવાર અને ખંજર એટલે ખાત્રી થાય." બે તરવાર ને બે ખંજરો બાજુએ પડયાં. બન્ને ઘોડેસ્વાર વધુ નજીક આવ્યા. બંન્નેએ મોંઢાં વધારે નજીક આણ્યાં. બન્ને ગુલામે, એક બીજાના શ્વાસમાં ગુલામીની ગંધ પારખી, બન્નેના હાથ એકબીજાની સાથીદારીના કોલમાં સંકળાયા.

"મારો ઘોડો રાખ......મારો સાથીદાર......" બોલતા એક ઉતાવળી લગામ સોંપીને પગપાસે પડેલા સાથીદારપર પાછો નમ્યો.

"હું મરણ પામું છું, મારી જમણી કુખ છેદાઈ ગઇ છે." જમીન પરથી દુઃખી અવાજ આવ્યો.

"ક્યારની ?"

"ત્યારથી......મેં કહ્યું નહોતું. આપણે પેલાઓની પકડમાંથી નાઠા પછી, મારે પડખે એક બાણ પેઠું ને નીકળી ગયું, મેં બાંધી રાખી......પણ મારી કૂખ મરે છે........"

"ત્યાં કહ્યું કેમ નહિં........આટલે દૂર ચૂપચાપ મારી પાછળ

ઘોડો દોડાવ્યો ન હોત તો........"

"મારે ત્યાં મરવું ન્હોતું ને કલીઓન, તારો પ્રેમ મને મરતાને માવજત કરવા રોકાઈ પડે તો તુંય........" બોલતાએ છેલ્લો શ્વાસ ખેંચ્યો, પગ ઘસ્યો ને ડોક મરડી.

કલીઓન મરતા શરીરપર ચીસ પાડીને ઢળી પડયો. મરતા કપાળપર જોરથી ચૂમા રહ્યો.

"એ કોણ છે?" બંન્ને ઘોડાની લગામ ખેંચતો નવો આવેલો પાસે આવીને પૂછતો હતો.

"બ્રેનસ."

"ને તું?"

"કલીઓન" કલીઓન ઉભો થતો હતો, "હું કેપુઆ જતો હતો" કલીઓન ભયંકર બનીને જોઈ રહ્યો. એનું હૃદય ઠરી જતું હોય; તેવું એને લાગ્યું. એ પલકારો માર્યા વિના જોઈ રહ્યો. "હુંય કેપુઆ જાઉં છું. તારો બ્રેનસ ગયો તો હું આવ્યો છું. તમે બેજ હતા? આપણે આપણું ખંજર અને તલવાર લઇ લઇએ ને વાત કરીએ."

"બે નહિં બસો" કલીઓને ઘોડાની લગામ ઝાલીને ચાલતાં કહ્યું.

"બસો! બસો કયાં છે?"

"સો પગપાળા, સો ઘોડેસ્વાર, બધા ગુલામો. તરાપાની ટેકરીઓ આગળ અમે પેટ્રોનીયસની લીજીઅનને ભીડાવી. અમારી પાસે એની સ્ત્રી અને દિકરી કેદી હતાં. અમે એના સો ઘોડા ને સો તલવારો લઈ એની સ્ત્રી–દિકરી પાછાં સોંપ્યાં. એની લીજીઅન પગઘસતી ગઈ. એય ગયો, પણ એની રમત અમને પછી સમજાઈ. બીજી બે લીજીઅનો એણે બીજે રસ્તે રવાના કરી હતી અમે ઘેરાઇ ગયા હતા ત્યારે રાત પડતી હતી.

"પછી?"

"પછી પડેલી રાતના અંધારામાં અમે ત્રણ જણ હતા ત્યાંજ

રહ્યા ને આસપાસની ટેકરીઓ પર તાપણીઓ કરી અમે એ લીજી-અનો આવી ત્યારે એક ટેકરીપર હોકાર કરતા ત્રણે ઘોડેસ્વાર ઉભા હતા, અને આપણા બધા ગુલામો કોઈ ઘોડાપર, કોઈ ચાલતા, બે ટૂકડીઓમાં વહેંચાઇને બે રસ્તે કેપુઆ તરફ રવાના થયા હતા.”

“તમે ત્રણ કોણ ?”

“અમે ત્રણમાં, એક હું, બીજો આ ઓનસ ને ત્રીજો એક ટીટુલ હતો.”

“તે ક્યાં ?”

“તે ક્યાં ! અમે ત્રણે ઉભા હતા. મશાલો સળગાવતી રોમન લીજીઅન જ્યારે ટેકરીઓ તરફ ધસતી હતી ત્યારે એનાથી ન રહેવાયું, એણે લગામ ખેંચી ઝંપલાવ્યું. એ એકલો ઘૂમ્યો, માલીકોએ જાણ્યું એની પાછળ બીજા બધાંજ હશે. અમે બન્નેએ એને ઠેઠ સુધી જોયો. એની ત્રાડોથી આ બધી ટેકરીઓ ભરી ભરી થઈ ગઇ. એના પડઘાએ એને અનેક બનાવ્યો, પણ પછી એ પડ્યો હશે.........મેં એની ચીસ સાંભળી ને અમે નાઠા. અમને કોઇએ જોયા નહોતા પણ આની કુખમાં કોઈ ભૂલું પડેલું બાણ પેસીને નીકળી ગયું હશે.” બોલતા કલીઓને કપાળપરથી પરસેવો લૂંછયો.

“ને હું.........ને હું બોલું ને......?” બીજાએ બોલવા માંડયું

“હું એકલો નીકળી નાઠો છું. મારો માલીક રોમમાં હતો.”

“તારું નામ ?”

“સ્પાર્ટેકસ.”

“હું ગ્રીક છું. મને કેપુઆથી કાસદ આવ્યો તો.........મારી પાસે તારૂંય નામ કાસદ લાવ્યોતો, કલીઓન......” તરાષાની ટેકરીઓપર મેંય તાપણી દેખી હતી ને હું લપાતો ચાલતો હતો, ત્યાં ઘોડાનો પગરવ સાંભળ્યો. તમારી ભાળમાં કોઇ ઘોડેસ્વાર નીકળ્યો'તો. મેં એનો ચળકતો ટોપ દીઠો ને ખખડતું બખ્તર સાંભળ્યું. હું

એક શિલા પાછળ સંતાયો ને એ ત્યાંથી નીકળ્યો ત્યાં એનાપર કૂદીને છલંગ મારી અને એને ઘોડાપરથી નીચે લઈને હું પડયો. બીજીજ પળે મેં એક મોટો પથરો લઈને એની ખોપરીને ફૂટી નાખી. એના માથાપરનો ટોપ નાળિએર તૂટે તેમ તતડીને તૂટી ગયો."

"આપણે ગુલામ........" પાછલી રાતની ચાંદનીમાં કલીઓને એના નવા સાથીદારનો પડછંદ દેહ નીરખવા માંડયો.

"આપણે ગુલામ........" સ્પારટેક્સે કલીઓનની આંખમાં વાંચતો હોય તેમ બોલવા માંડયું, "આપણે ગુલામ નહિં........ આપણે નવી દુનિયા રચશું, જ્યાં માલીક નહિં હોય, ગુલામ નહિં હોય, બધા સરખા......" બોલતાં એણે પડખામાં દબાવેલું પ્લેટોનું પુસ્તક તપાસી જોયું.

"એ શું છે?"

"પુસ્તક, હું ગ્રીક છું. અમારે ત્યાંના એક ચિંતકે લખ્યું છે..... અંગત મિલ્કત નહિં, અંગત કુટુંબ નહિં......એણે સ્વપ્ન રચ્યું છે આપણે સાચું કરશું."

"તને વાંચતાંય આવડે છે?"

"હા."

"એને.........ચિંતકને સ્વપ્ન આવ્યું'તું?"

"ઉંઘમાંનું સ્વપ્ન નહિં, એણે દુનિયાની નવી રચના લખી છે તેમાં અંગત કુટુંબ નહિં, અંગત મિલકત નહિં..........."

"પણ ગુલામ ખરા કે નહિં?"

"ગુલામ.........!" સ્પારટેક્સ વિચારમાં પડી ગયો.

"ગુલામ..........ગુલામ ખરા......." એણે ધીમેથી પુસ્તક બહાર કાઢયું. એને એ આજ સુધી કેમ નહિ સમજાયું હોય એવો એને વિચાર આવ્યો, "ગુલામ ખરા..........એ ભણેલો ભૂલ્યો હશે."

બોલતા સ્પારટેક્સના હાથમાંથી પોતે જતન કરીને જાળવેલું પુસ્તક પડી ગયું, એ બબડયો.

એ ભલે ભૂલ્યો, ભણેલા તો ભૂલે, પણ આપણે........"

## પ્રકરણુ ૫ મું.

### ગ્લેડીએટર.

કેપુઆની નજદીકના પ્રદેશમાં ઈસુના જન્મ પહેલાંના એકસો ને પચીસમા વરસની એક ઈટાલીયન ઉષા ઉગતી હતી. નદીનો કિનારો હતો. કિનારાપર એક મોટી શિલાપર બન્ને પગ લાંબા કરી બન્ને બાજુએ બે તરવારો મૂકી ગરશોમ બેઠો હતો. એની પાછળ એક મરેલી સ્ત્રી પડી હતી. બરાબર કિનારાપર થોડાંક ઉંઘતાં સ્ત્રી-પુરૂષો હતાં, કેટલાંક ઉઠતાં હતાં, કેટલાંક ઉઠયાં હતાં. પાસેનાં ઝાડ સાથે કેટલાક ઘોડા બાંધેલા ઉભા હતા.

ગરશોમે પોતાની પાછળ પગરવ સાંભળ્યો અને જોયું. એણે

ઘોડાપર ચાલ્યા આવતા કલીઓનને ઓળખ્યો એની સાથેનો બીજો નવો લાગ્યો. એણે તેને ઓળખ્યો નહિં પણ એનો પડછંદ દેહ એને ગમી ગયો. એણે કલીઓન તરફ ફરીને હાથ ઉંચો કરી હોકારો કર્યો, કલીઓને જવાબ વાળ્યો ને ઘોડાને દોડાવ્યો.

પણ ગરશોમે મરેલા ઘોડાને માણસોના ઢગલામાંથી લાલ ગોળો ઉપસી આવતો હોય તેમ વાદળાંના કટકાઓમાંથી નીકળતો રાતો સુરજ જોયો અને એ પાછળ આવનારાની પરવા કર્યા વિના ઉગતા સુરજને લાંબો થઇને નમસ્કાર કરવા લાગ્યો ને કંઈ ગણગણવા લાગ્યો ઉગતા સુરજમાં એણે પહેરી રાખેલું બકતર લાલ ચળકાટ મારી રહ્યું.

"એલા એ ભગવાનના ભૂત......" કલીઓન ગરશોમની નજીક આવી પહોંચ્યો હતો અને ઘોડાપરથી ઉતર્યા વિના ખડખડાટ હસતો હતો.

ગરશોમે પ્રાર્થનાથી ફફડાતા હોઠપર આંગળી મૂકી કલીઓનને ચૂપ થવા કહ્યું ને ઉમેર્યું: "જાણી બુઝીને નરકનો ભાગી શા હારૂં થાય છે?"

"મારે કયા નરકમાં જવાનું થશે?" કલીઓન પાછો હસ્યો.

"શોલ........તારો ત્યાં વિના છૂટકો થવાનો નથી."

"પણ હું તારા ભગવાનને ભજું તો.........."

"તો પણ તું નોં ભજ.........કદી નોં ભજે......."

"લે હું નામ ભૂલી ગયો તારા ભગવાનનું."

"જેહોવાહ............એ એકજ બીજા બધા ગ્રીકને રોમન ભગવાનો કંઇ ભગવાન છે, સાલા, બધાજ સેતાનનાં પુતળાં.........જે ભગવાન.........એકજ જેહોવાહ........જે ઝંઝાવાતમાં ઝૂમે છે ને માલીકોનાં વહાણને ડબોળી દે છે, જે આકાશમાં વિજળી બનીને દોડે છે, પૃથ્વીના પેટાળમાં ધરતીકંપ બનીને ધ્રુમે છે.........ભગવાન જેહોવાહને શરણે ગયા વિના તારો કે તારા બાપનોય છૂટકો નથી...

ને એના આશરા વિના માલીકો મહાત થવાના નથી."

"ને એને ભજ્યા વિના આનો છૂટકો થવાનો કે આ, આપણો નવો દોસ્ત........" પાછો કલીઓન હસ્યો.

"કોણ......." ગરશોમ સ્પારટેક્સને પગથી માથા સુધી જોઇ રહ્યો ને બોલ્યો.

"સરસ છે........કોણ છે.......?"

"સ્પારટેક્સ, ગ્લેડીએટર."

"સ્પારટેક્સ.....? ગ્લેડીએટર.....?" ગરશોમની આંખ ફાટી, મેં સાંભળ્યું છે, એની તલવાર વિષે ઘણું સાંભળ્યું છે, ક્રેસસની કોઢમાંને..!"

"હા," સ્પારટેક્સ મીઠું હસ્યો ને માથું હલાવ્યું. "મને ઘણો આનંદ થયો છે તમને બન્નેને મળીને........" સ્પારટેક્સ છલંગ મારીને નીચે ઉતર્યો ને ગરશોમ સાથે હાથ હલાવી રહ્યો.

"આ બધા ઘણા છે, આપણી પાસે થોડાક ઘોડા છે, બકતર પણ છે, તરવારો છે, ગોફણો છે, રોમથી બીજા ગ્લેડીએટરો નાઠા છે.......બચશે તે આપણને આવી મળશે, આપણે એક થઇએ...... એક કતાર રચીએ, નાયકો નીમીએ.......માલીકોની લીજીઅન સામે આપણી લીજીઅન બનાવીએ.........."

"હા, હા." ગરશોમને ગમી ગયું.

"અમે આખે રસ્તે એ વિચાર કર્યો છે, આપણે સૌને સમજાવવું પડશે." બોલતો કલીઓન ઘોડાપરથી ઉતર્યો, "હવે તારી વાત?"

"મારી વાત ટૂંકી ને ટચ છે." ગરશોમે વાત કહેવા માંડી:

"રસ્તામાં અંધારામાં માલીકોની એક ટુકડીએ અમને પકડી પાડયા. અંધારામાં ઝપાઝપી થઇ. મારો ઘોડો એક જણપર કૂદ્યો અને તેણે ઘોડાનો પગ કાપી નાખ્યો. ઘોડો ગબડયો, હુંય ગબડીને પેલા પર પડયો. પડીને તેનું ગળું દબાવ્યું. બન્ને હાથે એવું તો દબાવ્યું કે મારા હાથમાંજ તે ઠંડુ બરફ બની ગયું ત્યારે મેં તેને છોડયો.

પછી અંધારામાં તરવારો ફરી ને થોડાંક કપાયાં, માલીકો નાસતા હતા ને નાસતાં નાસતાં જે દેખાય તેમાં તરવાર ઘોંચતા જતા હતા. હું મારા મરવા પડેલા ઘોડાની કુખ પાસે લપાઈ ગયો અને મરેલો પડયો હોઉં તેવો દેખાવ કર્યો."

"બીજા સમાચાર આવ્યા છે કે, સરોવરપર ગ્લેડીએટરોના એક જુથ સાથે માલીકોએ લડાઈ કરી ને માલીકોની લીજીઅનો અરધી મરેલી પડી છે, બીજા નાઠા છે, આપણા જે બચ્યા છે તે આપણને આવી મળે માટે મેં રાતનાજ ચારને ઘોડા આપી રવાના કર્યા છે."

"ને કેપુઆ ?"

"કેપુઆમાં હજુ ચાલે છે, કોઇ હાર્યું નથી કોઇ જીત્યું નથી...... આપણે સરોવરની લડાઇના બચેલા ગ્લેડીએટરો આવી પહોંચે ત્યાં સુધી રાહ જોઇએ તો ઠીક પછી એક કતારમાં......."

"બરાબર છે." ક્લીઓન અને સ્પારટેકસે સંમતિ બતાવી.

## ( ૨ )

"**મારી** વાત!" નવો આવેલો ગ્લેડીએટર ટોળે વળેલાં ગુલામોને પોતાની વાત કહેતો હતો.

"મારી વાત ગુલામીની વાત છે. હું ગ્રીક છું......ના ગ્રીક હતો, પછી મારા ખેડૂત બાપાએ મને દુકાળમાં કોરીન્થમાં વેચ્યો ત્યારે હું ૧૮ વરસનો ગુલામ બન્યો, અને મને સમજાયું કે દુનિયામાં બેજ દેશ છે, એક ગુલામ દેશ ને બીજો માલીક દેશ. અને એજ પ્રજા છે. એક ગુલામ ને બીજી માલીક.

"એટલે જ્યાં જવાય ત્યાં નાસવાનો વિચાર કરી હું નાઠો ને પાછો પકડાયો ત્યારે લડતો લડતો પકડાયો હતો અને મારા માથામાં ઘા થયો હતો. હું બેભાન થઇને પડયો અને ભાનમાં આવ્યો ત્યારે હું કેપુઆમાં ગ્રેકસની કોઢમાં હતો.

"હું કેપુઆમાં આવ્યો ત્યારે ૨૫ વરસનોજ હતો."

"મારો માલીક કેપુઆનો ગ્રેક્સ હતો."

"ત્યારે મારા માથામાંથી અડધા કપાળ સુધી પહોંચેલો આ ઘા તાલ હતો. એ ઘાને લીધે જ કે ગમે તે કારણથી હું બધી જ યાદ ભૂલી ગયો હતો."

"હું કોઈવાર મધરાતે ઝબકીને જાગી જતો ત્યારે વાડામાં નીકળીને એકલો બેસતો."

"કોઈ મને ગાંડા ધારતું, કોઈ હેવાન કહેતું, એક એલપીનીસ હતી. મારા જેટલીજ જુવાન હતી, એય ગ્રીક હતી ને ગ્રેક્સને ગમી ગઈ હતી એટલે એને એણે એની નિશા-દાસી બનાવી હતી."

"કોઈવાર એ રાતના છાની આવીને મને હલાવતી, મારો રૂઝાતો ઘા પંપાળતી, મને પટાવીને કોઢમાં લઈ જતી, સુવાડી દેતી ને પાછી એના મધરાતના માલિક પાસે ચાલી જતી."

"એકવાર માલિકે ગુલામોની સાઠમારી પછી મને બોલાવી મગાવ્યો. હું ગયો ને ઉભો. માલિકો ને માલિકણોના આનંદ માટે આંગણામાં આવેલા વાઘના પાંજરા પાસે મારે જવાનું હતું. મને એક તરવાર આપવામાં આવી અને મારે વાઘ સાથે લડતાં મરવાનું હતું."

"હું ગયો, મારી પાછળ મેં એલપીનીસની ચીસ સાંભળી. વાઘ છૂટયો ને તેજ પળે મને જીવવાનું મન થયું. મારૂં માથું પહેલીવાર જાણે જાગી ઉઠયું. મેં વાઘની પહેલી ફાળ ચૂકાવી ને બીજીજ પળે વાઘનો આખો દેહ તરાપ મારતો હવામાં તોળાયો, મેં તરવાર ધરી, તરવારની અણીપર છાતી વચમાંથી વાઘ ઉંચકાઇ ગયો હતો."

"તાળીઓના ગગડાટ વચ્ચે હું મારા માલિક સામે આવી ઉભો. મારી કિંમત વધી ગઇ, રોમથી આવેલા બેનીટો નામના એક સરકસના વેપારીએ મને મોટી કિંમતે માગ્યો અને હું વેચાયો."

પછીનાં વિતક આપણાં સૌનાં સરખાં છે. આપણાપર માલિકી એક છે, ચાબુક એક છે, આપણાં દુઃખ એક છે, આપણાપર અખંડ વરસતી એકજ હોય છે."

"આજે આપણી આગ એક બની છે, આપણી એક કતાર થઈ છે, આપણે એક આદમીની જેમ કૂચ કરશું, હાથ ઉંચકશું તો માલિકી રગદોળાઈ જશે ને આપણે દુનિયાની નવી રચના......" બોલતાં એને પ્લેટોનું પેલું પુસ્તક યાદ આવ્યું અને એ અટકી ગયો. "પ્લેટોએ સમાનતા રચી હતી પણ તે માલિકો માટેજ......" એ મનમાં બબડી રહ્યો. એની સામે પસાર થઈ ગએલાં પાંચ વરસ દેખાયાં, કેપુઆ દેખાયું, કેપુઆમાં ક્રેક્સની કોઠ દેખાઈ, પોતે દેખાયો. એલપીનીસ દેખાઈ. એણેજ એને જીવતો રાખ્યો હતો, પણ એ વાત ખાનગી હતી.



## પ્રકરણ ૬ ઠું.

### ખાનગી વાત

"જો એ ન હોત તો મારો ઘા રૂઝાત નહિં. જો એણે માલિકની થાળીમાંથી ચોરી લાવીને મને ટૂકડા ન ખવાડયા હોત તો હું જીવત નહિં, જો મને માથે હાથ ફેરવીને એણે પંપાળ્યો ન હોત તો પેલું આપઘાત કરવા ચોરી આણેલું ખંજર નાખી દેત નહિં. અને જો પેલા વાઘના પાંજરા સામે મને જોઇને એણે પ્રેમની ચીસ પાડી ન હોત તોય હું જીવત નહિં." બપોર ગાળવા આડા પડેલા સ્પારટેકસનું આખું માથું એલપીનીસના વિચારથી ભરાઇ ગયું હતું.

"મને એણે જીવતો શું કામ રાખ્યો, માલિકો સામે લડવા? એ

તો કહેતી હતી, કે બરાબર મારા જેવીજ એના બાપને ત્યાં એક આરસની પ્રતિમા હતી ને તે એને ગમતી. મને એણે શું તેથી જીવતો રાખ્યો? એણે મારો ઘા રૂઝવ્યો ને લોહી નીગળતા ઘા જેવું મારૂં જીવન જીવતું રાખ્યું......આજે એ બળવાખોર બની હોય તો...! કેપુઆમાં જીવતી હોય તો......! એ બળવાખોર બનીજ હશે...... પેલો કાસદ આવ્યો તે કંઈ કહેતો હતો કે એલપીનીસ પણ......" એને થાક લાગ્યો ને એની આંખો મીંચાઈ. એ અધકચરી ઊંઘમાં દિવાસ્વપ્ન દેખી રહ્યો.

"એને પ્લેટો દેખાયો. એના દેશનો એ ચિંતક હતો, એકલા માલિકો માટેજ સમાનતાની નવી રચના લખવા માટે એ શરમાતો હતો અને સિકંદરની જેમ મગરૂર બેઠેલા સ્પારટેકસની સામે નીચે મોંઢે ઉભો હતો."

"આ ભદ્ર ભાગવતને મારી સામેથી લઇ જાવ, એણે કચડાતી માનવતાને છેહ દીધો છે." એણે હુકમ કર્યો ને એણે પ્લેટોને બદલે એરીસ્ટોટલ દીઠો. પાછી એણે બૂમ પાડી: "હરામખોર છેતરવા આવ્યો છે? તુંય પેલા ચોરનો ભાઈ ઘંટીચોર છે, બધા માનવતાના ઘાતી......"

એણે ઉંઘમાં ને ઉંઘમાં દાંત કચકચાવ્યા, મુઠીઓ વાળી, પ્લેટોનું પૂછડું પકડી એરીસ્ટોટલ જોરથી નાસતો હતો."

"હું તો કહેતીજ હતી તો, કે......"

"શું?" એને ઉંઘમાંને ઉંઘમાં એક સ્ત્રી શરીર દેખાયું. એની આંખો એણે ઓળખી, એનો હવામાં ઉડતો ચોટલો પણ એને યાદ આવ્યો.

"મારા બાપને કહેતી હતી" પેલી જુવાન છોકરી બોલતી સંભળાઇ.

"શું?"

"કે એ ભણેલાંઓનાં પુતળાં ઘડવામાં પરસેવા નાં પાંડા...મારો બાપ શિલ્પી હતો. મેં કહ્યું–કોઇ ખેડૂત, કોઇ મજુર...કોઈ ખાણીયાં ...કો ગુલામ, એની પ્રતિમા ઘડો......"

"પછી ?"

"પછી મારા બાપાએ માન્યું ને એક ઘડયો તે ગુલામ હતો... બરાબર તમારા જેવો..." બોલતી છોકરી એની અડોઅડ આવીને બેસી ગઈ. અને એને ઉંઘતાને રોમાંચ થયો. એનાથી જાગી જવાયું. એણે ધોળે દહાડે દીઠેલું સ્વપ્ન ઓળખ્યું. "એ તો એલપીનીસ હતી ...સ્વપ્નમાં આવી" એ બબડયો. એનાં ભવાં તણાયાં. એની આંખ પ્રફુલ્લ થઈ. એનો ચહેરો હસી ઉઠયો. એને તે દિવસની આખી વાત યાદ આવી. એ વિચારી રહ્યો:

"ત્યારે એ આવી ને મધરાતના પડછાયા જેવી મારી પાછળ ઉભી. ઉભી અને મારા ઘા પર હાથ ફેરવતી પૂછવા લાગી" "તમને...તને હું ગમું છું, સ્પારટેક્સ?' અને મેં ડોકું હલાવ્યું. એ મારી અડોઅડ બેસી પડી. મેં ભૂલથી મારા હાથમાં એનો હાથ લીધો, મારી આંગળીઓમાં એની આંગળીઓ ભરાવી, પછી એ અને હું........ કેવાં ભેટી પડેલાં !......"

"જો એ હોય તો......!" એની વિચારમાળા લંબાઈ. જો એ કેપુઆમાં હોય તો...જો એ બળવાખોર બની હોય તો...જો એ મારી હારોહાર મારે પડખે માલિકો સામે લડે તો...!"

"બધાં તૈયાર છે, આપણે કૂચ કરીએ......" પાછળથી ગર-શોમનો અવાજ આવ્યો. એણે આળસ મરડી; ઉભા થતાં જવાબ આપ્યો: "હુંય તૈયાર છું."



## પ્રકરણ ૭ મું.

### છાવણી.

કેપુઆ જીતાઈ ગયું હતું. કેપુઆના માલિકવાસ ખાલી થઈ ગયા હતા. કેપુઆના પાદરપર ઠેરઠેરથી આવતાં ગુલામો માટે ઘાસની ઝુંપડીઓની છાવણીઓ બંધાતી હતી.

સૌએ સ્પારટેકસને વડા નાયક તરીકે ચૂંટયો હતો. સ્પારટેકસની આસપાસ, ક્લીઓન ને ગરશોમ તથા એક જરમન ગેનીકસ હતો અને બીજો એક કેસ્ટસ છાવણીનો મુખી હતો.

આખા દિવસ ને આખી રાત કેપુઆની છાવણી ખદબદતી રહેતી હતી. રોજ નવાંનવાં આવતાં ને બંધાતાં હતાં. ટુકડીઓ કવાયત

કરતી હતી. ઘોડા ને હથિયારોની ગણતરી થતી હતી. ગુલામ સ્ત્રીઓને એલપીનીસ નામની જુવાન છોકરી ગોઠવતી હતી. એલપીનીસ સ્પારટેકસની જુની સખી હતી, આજે એને પાંચ વરસથી ખોવાઈ ગએલો સ્પારટેકસ ફરી મળ્યો હતો.

ગુલામોની ટુકડીઓએ પોતાની દરેક ટુકડીના નાયકને ચૂંટયો હતો, નાયકોએ વડા નાયકોને ચૂંટયા હતા. સૌનો વડો સ્પારટેકસ હતો.

ગુલામો માલિકોને સફેદ ડાધુઓ તરીકે ઓળખતા હતા. સફેદ ડાધુઓના બધા ઇલ્કાબોને તેમણે ફેંકી દીધા હતા. ગુલામો પોતાના વડા સેનાનીને સ્ટ્રેટેગોસ કહેતા હતા. સ્પારટેકસ વડો સ્ટ્રેટેગોસ હતો.

સ્ટ્રેટેગોસ સ્પારટેકસ એલપીનીસ સાથે ગુલામોએ કબજે કરેલા માલિકોના સરદાર ક્લોડીયસના તંબૂમાં રહેતો હતો. બીજા સ્ટ્રેટેગોસ અને દરેકને માટે વાંસના તંબૂઓ બાંધવામાં આવ્યા હતા.

છાવણીના મુખી ક્રેસટસની ચોકી બરાબર કામ કરતી હતી. આગલી રાત વહી ગઈ હતી. સ્પારટેકસ એના તંબૂમાં ઘસઘસાટ ઉંઘતો હતો ત્યારે એલપીનીસ એને નિરાંતે નિહાળતી હતી.

એને ભાવિની ચિંતા થતી હતી પણ ભાવિની વચ્ચે ડોકાતો ભૂતકાળ એની આંખ સામેથી પસાર થઈ જતો હતો.

જ્યારે એકજ માલિકને ત્યાં એ બન્નેજણ હતાં તે રાત અને આજની રાત વચ્ચેના બિહામણા દિવસ એને દેખાતા હતા. એ બે રાતોની વચ્ચેનાં પાંચ વરસ એક પળ બનીને વીસુવીયસના ભડકા જેવાં દેખાઇ જતાં હતાં.

એ ભડકો એની આંખમાંથી જતો નહોતો. ને આજે એને એથીય વધારે ભયંકર ભાવિ એના સ્પારટેકસની છાવણીની આસપાસ ભમતું દેખાતું હતું.

"એક દિવસ...કદાચ તે આવતી કાલ પણ હોય" એ વિચારમાં ગરકાવ થતી હતી. "જ્યારે...માલિકોની લોખંડી લીજીઅનો ખખડી

ઉઠશે...જ્યારે સ્પારટેક્સની તરવાર લોહીની છોળો ઉછાળશે...જ્યારે ધરતીપર ગુલામોના ઢગ ખડકાશે...જ્યારે પકડાયલાં ક્રોસપર...ત્યારે એનો સ્પારટેક્સ..." એની આંખ સામે સ્પારટેક્સ ઘસઘસાટ ઉંઘતો પડ્યો હતો. એ બાધેલી જોઈ રહી હતી.

"એક દિ' એવો આવશેજ. દુનિયાનું કોઇ લશ્કર કદિ રોમન લીજીઅન સામે ટકી શક્યું નથી...ક્લોડીયસ કે પેટ્રોનીયસ હારી ગયા તેથી શું? એ દિવસ...આવશે ત્યારે મારો સ્પારટેક્સ..." એ સ્પારટેક્સના મોંઢાપર ટીકી રહી.

"કેવો લાગે છે...મારે ઘેર પ્રતિમા હતી તેવોજ બરાબર, હવે તો એના માથાનો ઘા પણ લગભગ પૂરાઈ ગયો છે. એનું કપાળ એની હડપચી, એની આંખો...એના હોઠ...એના પગથી માથા સુધી કેવી સાદાઈ પથરાઈ ગઈ છે! એ......ઉંઘ્યા જ કરે ને હું જોયા જ કરૂં......એ વઢ્યા કરે ને હું પીધાજ કરૂં......પણ......"

પણ એની વિચારમાળ કોઈ ઝટકો લાગે ને વિખરાઈ જાય તેમ તૂટી ગઈ. એકાએક બુશીના [બ્યુગલ અથવા રણશિંગુ] બરાડી ઉઠયું.

સ્પારટેક્સ ઉંઘમાં સળવળતો બેઠો થઇ ગયો, એલપીનીસ દોડીને તંબૂનો પડદો ઉંચકી બહાર જોતી ઉભી.

"એલપીનીસ......મારૂં બક્તર લાવ." સ્પારટેક્સ ઉભો થયો હતો.

"પણ...પણ.........." એલપીનીસ ગભરાતી આવી.

"પણ શું, બુશીના બોલ્યું, દોડ."

એલપીનીસ દોડીને બક્તર લાવી અને સ્પારટેક્સને પહેરાવી રહી.

"બહાર બાંધેલો ઘોડો પલાણ."

એલપીનીસ બહાર દોડી. ને એક સાથે ઉપરા ઉપરી બુશીના ફુંકાયાં. આખી છાવણી તળે ઉપર થતી તૈયાર થઈ રહી. ઘોડાને પૂરપાટ દોડાવતો કેસટસ સ્પારટેક્સના તંબૂ તરફ આવ્યો. સ્પારટેક્સ ઘોડે ચઢીને તૈયાર ઉભો હતો.

કેસટસની પાછળ ગેનીકસ આવ્યો. બંન્ને જરમન વરૂની જેમ ઘૂરકતા હતા. ત્રણે જણ છાવણીની વચમાં ઉતાવળા ઘોડા દોડાવતા તપાસ માટે ઉપડી જતા હતા. કલીઓન અને ગરશોમ બધી ટુકડીઓને તૈયાર થઇ જવાના હુકમ કરતા હતા.

ત્રણે જણ છાવણીની દૂર નીકળી એક ટેકરીપર બાંધેલા ઉંચા માંડવાપર ચઢી ગયા ને નાની મોટી આંખો કરી જોઇ રહ્યા. કેસટસ બતાવતો બોલતો હતોઃ

"જોયા પેલા દેખાય...દૂર દૂર પેલાં બીડને ઓથે...આંજી દે એવાં એમનાં બક્તર........"

સ્પારટેકસ જોઈ રહ્યો અને હસીને બોલ્યોઃ "બસ બસ, આપણે એમની સાથે લડીશું નહિં."

"હેં!" કેસટસ મોં ફાડી રહ્યો.

"તો શું એમને શરણે જવું છે ને અમને ક્રોસપર મરવા છે...?" ગેનીકસ ઘૂરકી ઉઠયો.

"કારણ કે તેઓ તમે બન્ને ધારો છો તેટલા બે હજાર નથી. ત્રણસો જ છે."

"તેથી શું?"

"અને દોડતા આવે છે... ...ટોળાબંધ."

"તેથી શું?"

"એટલે તે માલિકો નથી...માલિકોની લીજીઅન હંમેશાં એક કતારમાં કૂચ કરે છે કે દોડે છે ને તેઓ આવા બટકા નથી હોતા... આ ગુલામો છે... ...ઘણુંખરૂં બીથીનીઅન ગુલામો માલિકનાં બક્તરો પહેરીને આવે છે."

"હેં!" બંન્ને આભા બની જોઇ રહ્યા.

"હા, હવેથી આપણી આંખ વધારે ચપળ બનવી પડશે...અને કેસટસ, તું જા જલદી 'સબ સલામત'નું ખુશીના ફુંકાવ અને ગર-

શોમ તથા ક્લીઓનને તેડીને આવ આપણાં એ સાથીદારોને આપણે અહિં ભેટશું ને પછી છાવણીમાં સાથે જશું."

કેસટસ ચાલ્યો ગયો અને થોડીવારે ક્લીઓન અને ગરશોમને લઇને આવી પહોંચ્યો.

"ચીથીનીઅનો આવે છે... ...ગરશોમના જેવા બન્ને તલવાર લઈને લડનારા... ...ઠીક થયું." સ્પારટેકસ ત્રણે તરફ જોઈ રહ્યો. થોડીવારમાં કેટલાક ઘોડેસ્વારો સૌથી પહેલા આવી પહોંચ્યા અને થોડાક આગળ પડતા કેસટસ અને ગેનીકસ સાથે વાત કરી રહ્યા. ગેનીકસે સ્પારટેકસની મુખ્ય સ્ટ્રેટેગોસ તરીકે ઓળખાણ આપી અને સ્પારટેકસ આગલા એની સાથે હાથ હલાવવા આગળ આવ્યો ત્યાં એકાએક નવા આવનારામાંથી એક જણ બૂમ પાડીને કૂદયો અને સ્પારટેકસને અથડાઈ ગરશોમને બાઝી પડયો. ઘડીભર બધા મુંઝાઈ ગયા પણ પછી ગરશોમને પણ ન સમજાય તેવી ભાષામાં બોલતો સાંભળ્યો. બંન્ને ભાઈ નછૂટે તેવી બાથમાં ભેટયા હતા.

"મારો ભાઇ... ...ઘણે વરસે... ...અમે બંન્ને વેચાયા હતા પછી આજેજ......" ગરશોમના ગાલપર નહિં શોભતી આંસુની ધાર ચાલી.

પછી થોડીવારે ગરશોમની બાજુમાં ઉભેલો એનો બટકો ભાઈ ગરશોમના ત્રણ સાથીદાર આગેવાનોને ઉકેલતો તાકી રહ્યો. એણે કેસટસને જોયો. જાણે સ્પારટેકસના પ્રેમમાં પડયો હોય તેવો તે એને લાગ્યો. પછી એની આંખ જરમન ગેનીકસપર ફરી અને ગેનીકસમાં એને નિરંકુશ આખલો દેખાયો.

"આ બંન્ને આપણા સરદારો છે." ગરશોમ બોલ્યો.

ગરશોમનો બટકો ભાઇ સ્પારટેકસને ભરીઆંખે નિરખી રહ્યો ને બબડયોઃ "ભગવાન જેહોવાહનો લાડીલો હશે?"

ભગવાનનું નામ સાંભળી ક્લીઓને હસવું આવ્યું.

"ને આ આપણા ને માલિકોના બધા ભગવાનોને ધિક્કારે છે." ગરશોમે ફ્લીઓન તરફ હાથ લંબાવ્યો.

"મને ગ્રીકોની ખબર છે...એમના માલિકો તો વેપાર અને શાહુકારીને ભજે છે અને કોઇપણ ગધેડાને ભગવાન ગણી પૂજે છે." ગરશોમનો ભાઇ ગળામાંથી બોલ્યો.

"તમારૂં નામ?" સ્પારટેકસ પાસે આવ્યો.

"જુડીથ."

"આપણે જઇએ...તમે ગરશોમ સાથે પરવારીને મને મળજો." સ્પારટેકસે કહ્યું અને છાવણી તરફ જવા ઘોડાને પાસે તાણ્યો.



## પ્રકરણ ૮ મું.

### સંગ્રામ સમિતિ.

"કેટલાં થયાં ?" ગુલામોની છાવણીમાં આજે સંગ્રામ સમિતિ મળવાની હતી.

"આટલાંસ્તો વળી બધાં મળીને........"

"તને કેટલા આંક ગણતાં આવડે છે ?" પહેલાએ બીજાને પૂછ્યું.

"એકવીસ લગણ, સંગ્રામ સમિતિ એકવીસની થાય ત્યાં સુધી આંગળીના વેઢા પર ગણી નાખું." બીજો દમામથી બોલ્યો:

"તો ગણવા માંડ હું નામ બોલું છું."

"બોલવા મંડ." બીજાએ ટચલી આંગળીપર અંગૂઠો તાક્યો.

"ક્લીઓન, ગરશોમ, ગેનીક્સ, સ્પારટેક્સ, ક્રેસટસ.........ને પેલો નવો......"

"જુડીથ, છ થયાને ?"

"બરાબર."

ને એક બીજું છે........એના નામપર તો સમેતિમાં રમઝટ ઉડવાની છે."

"કોણ ?"

"એલપીનીસ......સ્પારટેક્સની......"

"સ્ત્રી."

"હાસ્તો, સ્ત્રી સ્તો......પણ પરણ્યા વિના કંઈ સ્ત્રી થતી હશે ?"

"તેય સંગ્રામ સમિતિમાં છે ?"

"છે તો નથી પણ સ્પારટેક્સ એને લેવાનો, એ રાજા તો કોઈ રાણી જોઇએના ! ગેનીક્સ શું ખોટો છે ! ગેનીક્સ કહે સ્ત્રી સંગ્રામ પર હોય તો નખોદ વાળી નાખે, સ્પારટેક્સથી સ્ત્રી વિના સરદારી ન થતી હોય તો પોતે સ્ત્રી વિના વડો સ્ટ્રેટેગોસ થવા તૈયાર છે."

"પણ એ બાપડો જરમનીની કોઈ ખાડમાં મોઢું ધોઇને નથી આવ્યો, એ ક્યાં ને સ્પારટેક્સ ક્યાં......માળો મુરખ." એ ખડખડાટ હસી પડ્યો.

"પણ પેલી સ્ત્રીનું શું ?"

"સ્પારટેક્સની સાથે જ્યાં હોય ત્યાં ઘણી શોભે છે......સંગ્રામ સમિતિમાં પણ શોભશે." પાછો પેલો હસ્યો.

અને બુશીના બરાડ્યું. સંગ્રામ સમિતિની પહેલી સભા મળતી હતી. બધાં ગુલામ નરનારીઓ હાજર રહેવાનાં હતાં.

બન્ને ત્યાં જવા ઉભા થયા અને ચાલ્યા. ધીમે ધીમે ધીમે સંગ્રામ સમિતિના સરદારો ગોઠવાતા હતા.

પાછું બુશીના બરાડ્યું.

સ્પારટેકસ આવતો હતો, એની આગળ બે તરવારવાળો ગરશોમ મગરૂરીમાં ચાલતો હતો પાછળ ગણીને પગલાં મૂકતી હોય તેવી એલપીનીસ ચાલતી હતી.

ત્રણેને સૌએ ઉગડાં થઈ થઈને જોયાં. સભામાં અંદર અંદર વાતચીતો શરૂ થઈ.

સ્પારટેકસ બેઠો. એણે ગોળ નજર ફેરવી સૌને જોઈ લીધાં. જ્યાં એની નજર ફરી ત્યાં અવાજો શમ્યા.

સ્પારટેકસની પાછળ એલપીનીસ બેઠી હતી. બધી આંખો એલ-પીનીસ તરફ વળતી હતી. જરમન આંખોમાંથી લઢતી નજરો નીક-ળતી હતી. ગોળ આંખો ફરીયાદની નજરથી જોતી હતી, બીજી ઘણી આંખો એ જુવાન છોકરીપર ઈચ્છાને વેગની ભૂખથી દેખતી હતી.

પાછું ખુશીના બોલ્યું, અને કામકાજ શરૂ થયું.

ગેનીકસની આસપાસ અંદર અંદર વાતચીત થતી હતી. "એ સ્પારટેકસ તો થ્રેસીયન છે થ્રેસીયન, થ્રેસીયન લોક તો ઘોડાનું માંસ પણ ખાય અને મરેલા દાદાઓને પૂજે."

આ વાતચીત સાંભળતો બીજો એની વચમાં ડોકું ઘાલી બોલી ઉઠયોઃ

"ભલેને એ લોક દાદાઓનું માંસ ખાતા હોય અને ઘોડાને પૂજતા હોય પણ માલિકોની કતારો સામે કતારો રચનાર બીજો કોણ છે, માનો જોઉંયો ?"

"રાખ રાખ સ્પારટેકસ બોલે છે." ત્રીજાએ ટકોર કરી.

"કેટલાક આખું ઈટાલી જીતી લઈ, જ્યાં માલિક ન હોય ને ગુલામ ન હોય તેવી સમાન રચના કરવા માગે છે, કેટલાકનો મત એવો પણ છે કે દરિયા કિનારે પહોંચી જઈને જહાજો લઈને ભાગી જવું......જ્યાં જવાય ત્યાં."

"મારો મત પહેલો છે, બીજો નથી. કારણ કે આપણે બળવો

કર્યાં છે, અહિં બેઠાં છે તેટલાં જ ગુલામોની આઝાદી માટે નહિં. ઇટાલીની ધરતીપર જ્યાં સુધી એક પણ માલિક, એક પણ ગુલામને રાખી શકતો હોય ત્યાં સુધી આપણી તરવારો......"

"લીવા સ્ટ્રેટેગોસ્" એક મોટી ગર્જનામાં એના છેવટના શબ્દો સંભળાયા નહિ. એ આગળ બોલતો હતો.

"અને માલિકો સામે કરવા પડવાની લડાઈની બીકથી આપણી અંદર જે કાયરો દરિયાપર ઝાઝ ઝૂકાવવા માગે છે તે ભલે જાય... આપણો તેમને અંતરાય નથી, પણ જાણતાં જાય કે એક દિવસ દરિયાનો અંત આવવાનો છે, કિનારો દેખાવાનો છે અને તેમને જે માણસ પહેલાં દેખાશે, તે માલિક હશે ને ગુલામ હશે. એ દરિયો બેડીને ગુલામ બને તો એમની શરમ છે, માલિક બને તો આપણા દુશ્મન છે......એમ છતાં પણ આમાં જે કોઇ ભાગવાના વિચાર-વાળાં હોય તે ઉભાં થાય......આપણે એમને દરિયો દેખાડશું."

એક પળવાર શાંતિ પથરાઇ ગઇ. "કોઈ ઉભું થતું નથી ! તો બધાં પહેલા મત સાથે સંમત છે એમ હું માનું છું......હવે આપણે ટુકડીઓની રચના અને આપણી લડાઇનો વ્યૂહ વિચારીએ."

"તે પહેલાં એક વાત......" ગેનીકસ ઉભો થઈ ગયો.

"એકને બદલે બે, બોલ ગેનીકસ." સ્પારટેકસ મીઠું હસ્યો.

"ત્હારી સાથે ગ્લેડીએટરનો પોશાક પહેરીને બેઠી છે તે સ્ત્રી છે."

"સ્ત્રી છે." સ્પારટેકસ હસ્યો.

"સ્ત્રીનું સ્થાન અમારા વડા સ્ટ્રેટેગોસ......મહાસેનાની સાથે ન હોય." ગેનીકસ ગંભીર થઇને બોલતો હતો.

"ત્યારે કયાં ?" સ્પારટેકસે હળવેથી પૃછ્યું:

"સ્ત્રી, સંગ્રામ સમિતિપર ન હોય."

"ત્યારે હોય કયાં ?"

"સ્ત્રી, એના પરણેલા માલિકની પથારીપર કે એની ઝુંપડીના

રસોડામાં કે વેશ્યાગૃહમાં. પણ સ્ત્રી સંગ્રામ સમિતિના માચડાપર? ના." બોલતા ગેનીકસે જોરથી ગળું ખંખાર્યું ને ઘેનમાં હોય તેવી આંખો ચોળી અને બેસી ગયો.

પછી બીથીનીઅનોએ ખૂશાલીનો ઘૂરઘૂર અવાજ કર્યો, બીજાઓએ અંદરઅંદર મોટેથી વાતચીતો શરૂ કરી દીધી.

સ્પારટેકસ આ બધું જોતો શાંત બેસી રહ્યો.

'બીજું કોઇ એ બાબતમાં કંઈ કહેવા માગે છે?" સ્પારટેકસનો શાંત અવાજ સૌને શાંત કરતો થોભી રહ્યો.

એક ગ્લેડીએટર ઉભો થયો ને બોલવા માંડયો:

"હું કેપુઆનો છું. આ બધા હરખાઈ ઉઠેલાઓને હું ઓળખું છું પણ થોડા વખતથી. પણ હું અને મારા બધા સાથીઓ એ સ્ત્રીને સારી પેઠે ઓળખીએ છીએ. એ હતી તે માલિકને ત્યાં અમે એક સો હતા. એણે માલિકની પથારીની સેવા કરતાં માલિકની ચાવીઓ લઇ લીધી હતી. મધરાતે ઉઠીને હથિયારો અને અનાજના કોઠાર અમને ઉઘાડી આપ્યા હતા. એણે અમારી સાંકળો તોડી અમને છોડાવ્યા હતા. કેપુઆએ પહેલ કરી પણ કેપુઆમાં પહેલ અમે કરી હતી અને જે આ સ્ત્રીને જ લીધે."

બોલતો કેપુઆનો ગ્લેડીએટર ગરમ થઇ ગયો.

"ત્યારે સ્પારટેકસ એના માલિકની આવક માટે સરકસમાં પટ્ટા ખેલતો હશે અને ત્યારે ગેનીકસ ઝૂંપડીમાંની કે વેશ્યાવાસની સ્ત્રીના વિચાર કરતો એના માલિકની કોઠમાં સાંકળ ખખડાવતો આળોટતો હશે. ત્યારે આ સ્ત્રીએ આપણી આઝાદીની મસાલ ચેતાવી અમારા હાથમાં આપી હતી. અને કેપુઆમાંથી સ્પારટેકસના ગયા પછી તે મસાલ અમારા હાથમાં ઝીલવાનું બળ પણ એણેજ રાતે રાતે કાનમાં અગન રેડીને પૂર્યું હતું." અને એ બેસી ગયો.

પાછી બૂમો ને હસવાના અવાજથી વાતાવરણ ખળભળી ઉઠયું,

તોય સ્પારટેક્સ કંઇ બોલ્યો નહિ.

સ્પારટેક્સની અડોઅડ બેઠેલી સ્ત્રી કંઇ બોલી નહિં કે હાલી-ચાલી નહિ.

ક્રેસટસે હરખમાં સ્પારટેક્સના ખભાપર હાથ પછાડયો, ગેનીક્સ પણ ખડખડાટ હસી પડયો.

"કોઇને બોલવાનું બાકી છે?" સ્પારટેક્સે પાછું પૂછયું.:

એક હોકારો કરતો ગરશોમ ઉભો થઈ ગયો અને ગુસ્સામાં બરાડયો:

"તે મારા ભાઇઓ ને બેનો...મારાં હાળાં આપણેતે આઝાદી લેવા નીકળ્યાં છીએ કે સ્ત્રીના સવાલપર સાઠમારીઓ કરવા! આપણે તો ગધેડાંપર પણ કજીયા નથી કરવા ને સ્ત્રીઓપર પણ નથી કરવા માલિકોની સામે બંન્ને કામ લાગવાનાં છે. સો વાતની એક વાત કરોને કે કાલે સવારે આપણે કેવી રીતે લડવાનાં છીએ તે......"

અત્યાર સુધી શાંત બેઠેલા સ્પારટેક્સ અને એલપીનીસ બંન્ને હસી પડયાં.

પછી સ્પારટેક્સ ઉભો થયો. એના પહેલા શબ્દોએ ફરી પાછી ગંભિર શાંતિ પાથરી દીધી.

"મેં કેપુઆના સમાચાર સાંભળ્યા અને તેજ રાતે માલિકને ઠાર કરી કોઠ છોડી ત્યારે હું મારી ગુલામ જાતને ભુલી ગયો હતો. વચમાં ઘણા દિવસ વહી ગયા. આજે પાછી યાદ આવે છે કે હું ગુલામ છું...આપણે ગુલામ છીએ. આપણે માલિકની સાંકળે, માલિકની કોઠમાં બંધાયાં તે પહેલાં પણ આપણે ગુલામ હતાં જ કારણ કે આપણે આપણાં બાળકો અને સ્ત્રીનાં માલિક હતાં.

"આજે આપણે આઝાદ થવા નીકળ્યાંતો છીએ પણ આપણાં માલિક દેવદેવીઓ, આપણાપર જુલ્મ કરતા વ્હેમો, આપણા ઘાતકી રિવાજો, આપણને [illegible] ગુલામીમાં તાણે છે. એ બધું હવે આપણે

ધીમે ધીમે યાદ કરવા માંડીએ છીએ. આપણે માલિક અને ગુલામીનો નાશ કરવો હોય તો તેમાંનું કશું આપણને કામ લાગવાનું નથી."

સ્પારટેકસને આખો સમુદાય એકીટસે જોઈ રહ્યો. સૌને લાગ્યું કે એ બોલતો ત્યારે નવુંજ બોલતો હતો. પાછો સ્પારટેકસનો અવાજ આગળ ચાલ્યો:

"આપણામાંથી કોઈ તો થોડી જમાનના માલિક ખેડૂતો હશે, કોઈ ભરવાડ હશે, તેમને તેમની જમીન અને ઘેટાં સાંભરતાં હશે, કોઈ સ્ત્રીને રોજ મારતા ધણીવાળાઓ હશે તેમને તેમની ચાબૂકો યાદ આવતી હશે. સૌને યાદ આવતું હશે કે સ્ત્રી નીચ છે, ઉતરતી જાતનું પ્રાણી છે......"

સૌ એવી એવી યાદ કરતાને સ્પારટેકસ ઘણો મહાન લાગ્યો. ગેનીકસનો વિરોધ પણ શમતો હતો. રોમનાં માલિકોની લૂંટના ઢગ પર બેઠેલો સ્પારટેકસ સૌની આંખમાં વધારેને વધારે વિશાળ થતો ગયો.

"મારી સાથે બેઠેલી એલપીનીસને કંઈ કહેવું છે?" સ્પારટેકસ થંભીને ઉભો.

"ના, એટલુંજ કે..." એલપીનીસ ઉભી થઈ.

"હું તમને સૌને કહેવા માગું છું...કે આપણી ચારેકોર રોમન તેમની લીજીઅનોના વ્યુહ ગોઠવતા પાસે આવે છે. આપણે આપણી શિકારીઓ દરેક પળે લીજીઅનો બાંધવી છે? જો, હા તો, સ્પારટેકસ એકલોજ તે બાંધી શકશે એમ હું માનું છું. તમે માનો છો, તેમાં મારી જરૂર ન હોય તો હું ખસી જવા માગું છું. તમારામાંના કેટલાકને મારી જરૂર નથી......સ્પારટેકસને છે." એલપીનીસ બેઠી.

"રોમનો શિકારી માલિક દોડતો આવે છે, આપણી લીજીઅન બાંધી આપણે રોમન પ્રીટરના પહેલા લશ્કરને ભીડાવવા......જેની સ્પારટેકસને જરૂર છે તેની આપણને ય જરૂર છે, બોલો દોસ્તો, એક અવાજે......" અત્યાર સુધી શાંત બેઠેલો કલીઓન ઉભો થઈને બોલ્યો.

"જરૂર છે, જરૂર છે." થોડાક અવાજો ઉભા થઇ ગયા. એક મોટી વાતચીત અને ઉગ્ર હાસ્ય ખખડી ઉઠયાં. ઘૂરઘૂરાટ ને ગણ-ગણાટનાં મોજાં દોડવા માંડયાં. સૌને મોખરે ક્લીઓન ઉભો હતો. એણે ગર્જના કરી:

"લીજીઓ લીબેરા" સૌ ઉભા થઇને ધરતી ધણધણી ઉઠે અને રોમન માલિકોની પાંસળીઓ પટકી પડે એવી જયગર્જના કરો. આજથી આપણી લીજીઅનો આઝાદીની ટુકડીઓ-આઝાદફોજ કહેવાશે."

"લીજીઓ–લીબેરા"ની ગર્જનાથી આખું આકાશ ભરાઇ ગયું. સૌની નસોમાં લોહીનાં ઘોડાપૂર ઉમટયાં.

"આપણે 'લીજીઓ લીબેરા' બાંધશું, સ્પારટેકસની સરદારી નીચે. આપણા વ્યૂહ અને ટુકડીઓની યોજના સંગ્રામ સમિતિ નક્કી કરી રાતના બધાંની પાસે રજુ કરશે."

"હવે આપણે જમવાની તજવીજ કરવા છૂટાં પડીએ છીએ."

સંગ્રામ સમિતિની પહેલી બેઠક પૂરી થઇ હતી.

## પ્રકરણ ૯ મું.

### સંગ્રામ.

ગેનીકસે સુરજ આથમતાં સ્પારટેકસના તંબુનાં કમાડ ખખડાવ્યાં. ગેનીકસ સાથે એક તાજો આવેલો ગુલામ હતો.

"આ, આવ્યો ને હું એને એકદમ લઈ આવ્યો છું. એ ઘણા મોટા સમાચાર લાવ્યો છે." ગેનીકસે સ્પારટેકસને જોતાં કહ્યું: "કેવા મોટા? એનું નામ શું? ક્યાંથી આવે છે?" સ્પારટેકસે એક સાથે ત્રણ સવાલ પૂછયા:

"નામ નેમોસસ......એ જાતે કહેશે." ગેનીકસે નેમોસસને આગળ ધર્યો.

"હું રોમથી નીકળ્યો છું, તમને ઓળખું છું, રોમથી અમે બે જણ એક દારૂની પીપોના ગાડામાં સંતાઇને નીકળ્યા. રસ્તામાં મારો સાથીદાર મરણ પામ્યો. હું એકલો આવતો હતો, ગઈ કાલે સવારના મેં ત્રણ રોમન સ્કાઉટોને જેયા. મેં તરતજ પાછળથી બેને પૂરા કર્યાં ને ત્રીજાને પકડયો ને પકડીને ઝાડની ડાળીએ લટકાવી સમાચાર પૂછયાઃ એણે કહ્યુંઃ એ ત્રણે જણ ફ્યુરીઅસના સ્કાઉટ હતા. એમની પાછળ રોમન લીજીઅનો આવે છે."

"ફ્યુરીઅસ કોણ?"

"વેરીનસનો 'લીગેટ'."

"વેરીનસ?" સ્પારટેકસે અજાયબીમાં પૂછ્યુંઃ

"હા, પબ્લીઅસ વેરીનસ, નવો પ્રીટર પોતે, રોમન સીનેટે એને દક્ષિણ ઇટાલી કબજે કરવા અને તેમાંથી બળવાખોર ગુલામોનો સંહાર કરી નાખવા મોટા લશ્કર સાથે મોકલ્યો છે. પેલા ત્રણમાંથી એકનો ઘોડો લઇ હું આવી પહોંચ્યો છું."

"વેરીનસ! માલિકોની મોટી સેના સાથે?" ક્રેસટસ ટટાર થઈ તીણા અવાજે બોલી ઉઠયો. ગેનીકસ પણ કાન ઉંચકી ટાંપી રહ્યો.

"હવે વેરીનસ કેટલોક દૂર હશે?" સ્પારટેકસે વચમાં પૂછ્યુંઃ

"ચાર લીગ."

"બરાબર છે, ક્રેસટસ, સંગ્રામ સમિતિ બોલાવો એનું કહેવું બરાબર છે, આપણા સ્કાઉટ પણ એજ સમાચાર હમણાં લાવ્યા. આપણે તૈયારી કરવી પડશે."

"ક્યારે ઉપડવાનું થશે?"

"સવારમાં વહેલા, હવે બળવો પૂરો થાય છે, સંગ્રામ શરૂ થાય છે, આ આપણો પહેલો વિગ્રહ છે. આપણે એની સામે જઇને આક્રમણ કરવાનું સ્થળ ગોતી તે પર ગોઠવાઇને તૈયાર રહેવું પડશે."

"હું સૌને મોકલું?"

"હા, પણ પછી આપણી બાળકોવાળી બધી સ્ત્રીઓને જંગલમાં પહોંચતી કરવાની સવડ પણ તારે જ કરવી પડશે. તું સંગ્રામ સમિતિમાં નહિ આવીશ તો ચાલશે, મળસ્કા પહેલાં પાછો ફરજે."

"બસ એટલું જ! જાઉં છું."

"જા." કેસટસ ચાલ્યો ગયો, અને સ્પારટેક્સ ગેનીકસ તરફ ફર્યો: "આખી રાત તમે છાવણીને સંભાળો, ને સંગ્રામ સમિતિમાં આવી પહોંચો, આ લડાઈ જરા મોટી થશે, ને........"

ગેનીક્સ અટકીને ઉભો.

"તમારે સ્ત્રી છે ને, ડીસપેશીયા! સ્ત્રી કેદીઓમાંની એક."

"હા."

"ને તેને બાળક છે."

"છે."

"બન્નેને આપણી સ્ત્રીઓ સાથે રવાના કરજે, શી ખબર આપણે પાછા આવીએ, ન આવીએ."

"ભલે." ગેનીકસે આભારથી કહ્યું:

"અને હીકેટાને મોકલો, આપણો ઇજનેર. હવે એની અક્કલથી આપણે બચાવનાં સાધન ઉભાં કરવાં પડશે. એ ઇજીપ્તનો છે ને એની અક્કલ પણ પીરામીડ જેવી ગહન છે."

"મોકલું, હમણાંજ." બોલતો ગેનીકસ ચાલતો થયો.

## ( ૨ )

સ્પારટેકસના તંબૂમાં એલપીનીસ એની પડખે સૂતેલા સ્પારટેકસના દુઃખી અવાજે સાંભળીને જાગી ગઇ હતી. અને એના પૂરાઇ ગએલા ઘાવાળું ઘસઘસાટ ઉંઘતું માથું પંપાળતી બેઠી હતી.

ઉંઘતાં માથાં કેવાં આરસનાં ઘડયાં હોય તેવાં લાગે છે! એના મગજમાં એક ઝબકારો થયો ને એક આરસની પ્રતિમા દેખાઇ અને

અલોપ થઇ ગઇ. સ્પારટેકસે ઉંઘમાંને ઉંઘમાં નિઃસાસો નાખ્યો.

"આરસની પ્રતિમાઓ નિઃસાસો નથી નાખતી." પાછી એ મનમાં બબડીઃ

"આ બળવો...નથી...ગુલામો અને માલિકો વચ્ચે આજથી વિગ્રહ મંડાય છે." એણે ઉંઘમાં જોરથી દાંત કકડાવ્યા, ને હોઠ કરડયો. "માણુસ માણુસને કેવાં કા...પશે" એણે ઉંઘમાં જોરથી માથું ખંજવાળ્યું..."મને એ પસંદ નથી...બીલકુલ પસંદ નથી."

"હેં!" એલપીનીસ આખી કંપી ઉઠી. એણે સ્પારટેકસના ચહેરાપર ભયંકર દુઃખ અને વેદના દીઠાં.

"એના દિલમાં છૂપાયલી વેદના...દુઃખ એની ઉંઘનો આશરો લઇ કેવાં ફરવા નીકળ્યાં છે!" એલપીનીસ ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગઇ. એને સ્પારટેકસની પહેલાંની ભયંકર મૂર્તિ દેખાઇ, જ્યારે ......ત્યારે વાઘના પાંજરા સામે એ લાંબી તરવારની અણિપર હાથ રાખી ભયંકર ઉભો હતો. જ્યારે એણે આખા વાઘની છલંગને તરવારની અણિપર તોળી બતાવી હતી. અને પછી તેને નીચે નાખી તેનું પેટ ચીરી નાખ્યું હતું......પછી...પછી એનામાં પ્રેમ જાગ્યો હતો. પછી કયાં સુધી એ મને એના હાથમાં ધરી રાખતો હતો... ...કયાંસુધી એની આંખમાંની તિવ્ર ઇચ્છાને તોળી રાખતો હતો..."

આજે પહેલીવાર એલપીનીસને સ્પારટેકસ આખો દેખાયો.

"સ્પારટેકસ......" એણે ઉંઘમાં લવતા હોઠપર હાથ ફેરવ્યો. "પાણી પીવું છે...પડખે ફરે છે!"

પથારીમાં સળવળતા સ્પારટેકસે આંખો ઉઘાડી, "એલપીનીસ! આ શું માંડયું છે...જાગતી બેઠી છે...કયારની?"

"હમણાંજ. હવે ઉઠવાનો સમય થવા આવ્યો છે...પાછી તૈયારી."

"તું સૂઇ જા...હું તૈયારી કરૂં છું." સ્પારટેકસ બેઠો થયો.

"ના, હુંય તૈયારી કરૂં છું..."

"તું આ પહેલી લડાઈમાં સાથે ન આવે તો...!"

"લડાઈનો ભરોંસો ન હોય, પહેલી, છેલ્લી નિવડે તો! મને મન છે કે છેલ્લી લડાઇમાં આપણે સાથે હોઈએ."

"મારી તરવાર અને......" સ્પારટેકસની આંખમાં એક સાથે અનેક સાપ આંટા દેતા દેખાયા. ઉંઘતા સ્પારટેકસમાંથી જાગેલું આ જોખમ એ અજાયબીથી જોઈ રહી.

"તું તૈયાર થા, હું થાઉં. પછી તું મને પહેરાવ હું તને પહેરાવું," સ્પારટેકસ ઉભો થયો.

"શું ?"

"બખ્તર."

પછી બંને જણે એકબીજાનાં બખ્તર તૈયાર કરવા માંડયાં. રોમના સરકસમેનેજર બેનીટોનો ગુલામ સ્પારટેકસ અને કેપુઆના એક માલિકની પથારીની પરિચારિકા આજે નવો દાવ અને નવો અભિનય ખેલવા નીકળતાં હતાં.

## ( ૩ )

**પબ્લીયસ** વેરીનસ રોમનો પ્રીટર, ઉંચો, પાતળો ને ફિક્કા ચહેરાવાળો હતો. આટલી ઉમ્મરે જુવાન સ્રીને પરણવા માટે પસ્તાતો અને તેના સ્વચ્છંદ પ્રેમાચાર માટે અંદરથી બળતો નવ હજારની રોમન સેના લઇ ઇટાલીની ધરતીપર માથું ઉંચકીને ઉભેલાં ગુલામોનાં માથાં ઉતારી લેવાનો મક્કમ નિશ્ચય કરીને દક્ષિણમાં આગળ વધતો હતો.

"આ બધું શું દેખાય છે?" એક ખંડેર થએલા કસ્બાની ભાગોળેથી પસાર થતાં તરવાર લંબાવી એ પૂછતો હતો.

"એજ નામદાર એજ...સ્પારટેકસે કાળો કેર વર્તાવ્યો છે. આવી તો કંઈ વસ્તીઓ ખાખાવીખી થઈ ગઇ.

લુંટાઈ ગએલાં ઘર, છાપરા વિનાનાં, વસ્તી વિનાનાં, કૂચ કરતી

રોમન સેના સામે મોં ફાડીને દેખતાં હતાં. માલિકો પાછળ રહી ગએલાં ભૂખ્યાં કૂતરાં સાદ તાણીને રડતાં હતાં. માલિકની ડેલીના દરવાજા હાથ ઉંચકીને ઉભા હતા. ભંડારો ખાલી ખખડતા હતા. ધણિ વિનાનાં ઢોર ભેલાયલા સીમપર ભમતાં હતાં ને ગામને પાદરે આવી વાગોળતાં હતાં. રોમન માલિકોના દેવદેવીઓ લાજ મૂકીને ધૂળમાં આળોટતાં થયાં હતાં. નવ હજારના સેનાની વેરીનસનો પિત્તો ઉછળતો હતો.

"ફ્યુરીયસ!" એણે સાથે સ્વારી કરતા એક જુવાનને બૂમ મારી.

"જી!"

તેં પોંપીયસની છાવણીમાં નોકરી બજાવી છે, ગ્રીસમાં ને ઈરાનમાંય તું રખડયો છે. એ આપણા પરાધિન મુલકમાંય તેં કદિ આવું ભાળ્યું'તું?"

"ના જી, આ તો હદ..." બોલતા ફ્યુરીયસે છાતીપરના ચાંદીના બકતરપર આંગળી ઘસી જોઇ અને એ પરથી રસ્તાની ઉડતી ધૂળ ખસેડી, "કેટલો ખરાબ રસ્તો ધૂળજ ધૂળ..."

"ધૂળજ ધૂળ...ધૂળ ન હોય! આપણે ઉજાણીએ નથી જતા કૂચ કરીએ છીએ, ધૂળની એટલી બધી ધાક હતી તો ઇમેરીયા છોડયું શું કામ?"

ફ્યુરીયસે જવાબમાં મોટું બગાસું ખાધું. એને ગુલામો જોડે લડવામાં ઉત્સાહ નહોતો, પોતાની પદવીને લાયક એ કામ નહોતું એમ એને લાગતું.

"આજે આપણને ત્રણ દિવસ થયાને ફ્યુરીયસ?" પાછું વેરીનસે પૂછયું અને ઉમેર્યું: "અને સામે જો..."

ફ્યુરીયસ જોઇ રહ્યો. "સ્ત્રીઓનું ટોળું છે, ગુલામ સ્ત્રીઓ... ભાગી આવેલી લાગે છે...સાલાં શાં રમણે ચડ્યાં છે...જેને તે એમના સરદાર સ્પારટેકસ તરફ ધસતાં જાય છે પણ ખબર નથી કે..."

"હાં હાં..." ફ્યુરીઅસે સ્ત્રીઓ તરફ ઘોડો મારી મૂકયો. એની પાછળ એના રક્ષકો પણ દોડયા. ફ્યુરીઅસને વેરીનસની વાતમાં એટલો બધો રસ નહોતો.

"આપને જોઈશે કે નામદાર!" થોડીવારે પાછા આવ્યા પછી ફ્યુરીયસે વેરીનસ તરફ વિવેકથી પૂછ્યું.

"મને સ્ત્રીઓમાં રસ નથી." વેરીનસે છાસીયુ કર્યું.

"આપની પોતાની સ્ત્રીમાં પણ..." ફ્યુરીયસે વેરીનસની મનમાં મજાક કરી અને સ્ત્રીઓમાંથી એક પોતાને માટે પસંદ કરી બાકીની સ્ત્રીઓને લશ્કરમાં વહેંચી આપી. ટુકડીઓમાં એક જાતની પાશવી હસાહસ ખખડી ઉઠી અને સ્ત્રીઓની લૂંટાલૂંટ ચાલી.

વેરીનસ ભમર ચઢાવીને આગળ ચાલ્યા કર્યો.

એમ રોમન સેનાએ ત્રીજા દિવસની રાત પૂરી કરી હતી અને ચોથા દિવસની ઉગતી ઉષાના અજવાળામાં દૂર દેખતા ફ્યુરીયસે વેરીનસના ઘોડાને અટકાવી તરવાર લંબાવી "એ આવે આપણા ન્યૂબેરીયન સ્કાઉટસ. સમાચાર લાવે છે." આખી સેના થંભીને ઉભી.

ફ્યુરીયસના ઘોડાપર આગળ ગુલામ છોકરી હતી. થોડા સહવાસથી ફ્યુરીયસની બીક એનામાં ઓછી થઇ હતી અને ફ્યુરીયસના જવાબમાં ચૂમવાની હિંમત કરતી થઇ હતી.

"પણ તમારો શો ભરોંસો...! માલિકનો ?"

ગુલામ છોકરીએ હિમ્મત કરીને કહ્યું.

"ગમે ત્યારે...ચૂમી ચૂમીને થાકો ત્યારે અમારા ગળામાં તરવાર ભરાવી ઠેસ મારી ફેંકી દો..."

"હું એમ નોં કરૂં." ફ્યુરીયસે ગળું ખંખાર્યું.

"તો વેચી દો......રોમ જઇને."

ફ્યુરીયસ જવાબ દે તે પહેલાં ચાર સ્કાઉટ એની લગોલગ આવી ગયા હતા, અને વેરીનસ પણ બાજુથી અડોઅડ આવ્યો હતો.

"શા ખબર?" ફ્યુરીયસે શ્વાસ થંભાવી પૂછયું.

"જ્યાં ક્લોડીયસનો નાશ થયો હતો ત્યાં, તે સરોવરની આસ-પાસ સ્પારટેકસ એનાં ગુલામો સાથે આપણી રાહ જોતો પડયો છે."

"આપણે અહીંજ મુકામ નાખો અને વ્યુહ રચો. સરોવરથી અહીં સુધીની જમીનનો ભાગ આપણો જાણીતો છે."

"સરોવરની બંન્ને બાજુએ ઉજ્જડ બીડ પડયાં છે." ફ્યુરી-યસે કહ્યું.

"એક કામ કર. ત્રણ હજાર લઇને તું સરોવરની બીજી બાજુ તરફ આજ રાતના ઉપડી જા અને અમે અહીં રહીએ ને કૂચ કરીએ. એ લોક બંન્ને બાજુથી ઘેરાઈ જાય.........." વેરીનસે વ્યુહ રચવા માંડયો.

"ખૂબ સરસ." ફ્યુરીયસને વાત ગમી ગઈ, અને રાત પડે કે સરોવરને પાછલે રસ્તે ફરી વળવા એણે ત્રણ હજારને તૈયાર કરવા માંડયા.

(૪)

"ચૂપચાપ, ચૂપચાપ." ફ્યુરીયસે પાછલી રાતના ચંદ્રના આછા પ્રકાશમાં એની સામે આવી ઉભેલા ત્રણ સ્કાઉટોને સમજાવવા હોઠ પર આંગળી કરી અને ઉમેર્યું: "હજુ પેલા ત્યાંજ પડયા છે! ત્યાંના ત્યાં છાવણીમાં?"

"જી, હા." એકે ધીમેથી કહ્યું.

"આપણે પાછલી બાજુપર આવી ગયા છીએ ને?"

"જી."

"હલ્લો કરવાનો બરાબર મોકો છે" ફ્યુરીયસે હોઠ કરડયા. "અને વેરીનસ?"

"એ લોકો પણ ત્યાંથી નીકળી ગયા છે."

"પેલાઓની છાવણી અહીંથી કેટલે દૂર?"

"એક લીગ."

"અને લુકેનીયમ!" એણે સામે તાકી રહેલા એક સ્કાઉટને સંબોધ્યો.

"જી" બોલતા લુકેનીયમે મોઢું ખોલ્યું ને બરાબર તેજ વખતે એક સુસવાટો બોલ્યો ને લુકેનીયમના મોંઢામાં તીર પેસી બોચીમાં નીકળ્યું. લોહી ઓકતો લુકેનીયમ પડ્યો. ફ્યુરીયસે સફાળા ચારે-બાજુ જોયું. એની સામે ખૂલ્લી તરાડોવાળો એક ડુંગરો પથરાયો હતો. બીજી બાજુ એક શિયાળ ઉતાવળું દોડયું જતું હતું.

બે સ્કાઉટની વચમાં ફ્યુરીયસે લગામ ખેંચી અને થોડે દૂર શોભેલી ટુકડીઓ તરફ ઘોડા કૂદાવ્યા. બીજાં બે બાણ પાછાં છૂટયાં અને બાજુએથી ચાલ્યાં ગયાં.

"આપણે ઘેરાઈ ગયા હોઇએ તો?" ફ્યુરીયસે દોડતે ઘોડે પૂછયું.

"હજુ હોઇએ તો! સામે ડુંગરો છે, બાજુએ પેલાઓની છાવણી પડી છે."

"વેરીનસને આવતાં તો વાર લાગશે ને સવારેય ઉગતું નથી તે કંઈ ચોકખું ભાળી શકાય." ફ્યુરીયસ બબડયો ને છાવણી પાસે પહોંચ્યો. પહોંચીને એણે તૈયારીનું બ્યુગલ ફૂંકાવ્યું.

થોડીવાર બધું શાંત દેખાયું. માત્ર એક ચીબરી ખુશીના સાંભ-ળીને બોલી ઉઠી હતી.

ફ્યુરીયસે ટુકડીઓને ગોઠવાઇને ઉભવાના હુકમ આપ્યા અને ખૂણાપર ઉભેલી ગુલામ છોકરીને પાસે બોલાવી, અને પોતાની આગળ ઘોડાપર ઉંચકી લીધી.

પછી સામેના ડુંગરાની ઝાડીમાંથી એક વિચિત્ર અવાજ ફાટી નીકળ્યો, "હુઈ......હુઇ......હો......"

ફ્યુરીયસે ગુલામ છોકરીને જોરથી દાબી. જાણે એના કાનમાં એક સાથે અનેક વરૂઓ ઘૂરકી ઉઠયાં.

અને બીજીજ પળે એ અવાજના ભણકારે પાછળથી બીડોમાં

આડાં પડેલાં અનેક શરીરો ગોઠણભર થયાં, શર સંધાયાં અને ફ્યુરીયસની ટુકડીઓની જમણી પાંખપર અનેક તીર છૂટયાં.

તરતજ પાછાં પેલાં ઉંચકાયલાં શરીરો જમીન સાથે લપાઇ ગયાં.

ફ્યુરીયસની જમણી પાંખમાં ભંગાણ પડયું અને ઘવાયલાંની ચીસો એના કાનમાં અથડાઈ.

એણે હુકમ આપ્યો, બુશીના બોલ્યું.

અને જવાબમાં ડાબી બાજુની એક કરાડમાંથી પેલો કારમો અવાજ વધારે નજીક સંભળાયો, "હુઈ.........હુઈ.........હો........."

અને કરાડ માણસો ઓકવા મંડી પડી હોય તેમ તેમાંથી અર્ધાં નાગાં ગુલામોનાં ટોળાં ખંજર ખખડાવતાં ને કુહાડીઓ ને ભાલા તથા તરવારો તાકતાં, દોડયાં.

અને તરતજ પેલાં જમણી બાજુનાં શરીર ઉંચકાયાં અને ઉપરા-ઉપરી એકસાથે સાતવાર તીર તૂટી પડયાં.

લડાઈ જોરથી શરૂ થઇ ગઈ. સામસામી કતારો અથડાઇ. બુશીના ફુંકાયાં.

ફ્યુરીયસે પોતાના ધોળા ઘોડાને એડ મારી અને જ્યાં જબરો જંગ જામ્યો હતો તેવી ગુલામોની એક કતાર સામે પોતાની ટુકડી-ઓને શર ચઢાવતો તૂટી પડયો.

બરાબર ફ્યુરીયસના ઘોડાપર બે ગુલામોએ છલંગ મારી. ફ્યુરી-યસે બેમાંના એકપર ઘોડો નાખ્યો અને તેને ચગદી નાખ્યો, પણ બીજાએ એના જીનના બાવડામાં પગ ભરાવ્યો ને ફ્યુરીયસના બકતર પર ઘા કર્યો. એનો બીજો ઘા આગળ બેઠેલી છોકરીપર થયો અને ફ્યુરીયસે ઢાલ ધરી તેને ઝીલી લીધો, અને ઘોડાને જોરથી એડ મારી, ઘોડો છલંગ મારી દૂર જઇ પડયો.

તરતજ એક ગુલામ તરવાર લઇને તૂટી પડયો અને તેની તરવાર ફ્યુરીયસે સાચવી રાખેલી છોકરીના નાજુક ગળાની આરપાર નીકળી

ગઈ. એણે બીજી છલંગ મારી ફ્યુરીયસના ઘોડાનું ગળું પકડી લીધું, પણ પાછળથી કોઇએ તેની કેડને અરધી કાપી નાખી હતી.

ફ્યુરીયસે એક લાંબો શ્વાસ ખેંચી લગામ ખેંચી. એને ભાન આવ્યું કે એની આગળ એ હવે મરેલું શરીર સાચવી રહ્યો હતો. એણે લોહીમાં તરબોળ થએલા વાળવાળા નારી દેહને નીચે નાખી દીધો અને એનો ઘોડો, ઓછા થએલા ભારને લીધે કૂદ્યો.

સેંકડો રોમનો અને સેંકડો ગુલામો મરેલા પડયા. લડાઇ પૂર-જોશમાં ચાલી રહી અને એકાએક એક વિચિત્ર જાતનો અવાજ સામેના ડુંગરા તરફથી આવ્યો.

અને દરેક ગુલામે તેજ પળે ડુંગરા તરફ નાસવા માંડયું.

પાછલી રાતના સંધ્યાકાળના આછા અંધારામાં બંન્ને ટુકડીઓ નાસતી હતી.

ગુલામો આગળ હતા અને તેઓ હારીને નાસે છે એમ ધારતી રોમન ટુકડીઓ પાછળ હતી.

ગુલામોની નાસતી ટુકડીઓ ડુંગરા પાસેનાં કોતરોમાં પેસવા લાગી અને તરતજ પૂરપાટ દોડતા ફ્યુરીયસના ઘોડાની અડોઅડ પહોંચી ફ્યુરીયસના હાથમાંની લગામ ખેંચી એના એક સાથીએ ચીસ પાડી.

"પાછા, પાછા, લીગેટ......આપણે ફસાયા છીએ. તમારી ડાબે જૂઓ, જમણે જૂઓ, ડુંગરાપર દેખો."

ફ્યુરીયસ અટક્યો ને જાળમાં પકડાયલી માછલી જેવો કપાળપરથી પરસેવો લૂંછતો, બરાડયોઃ "બુશીના ફુંકો, પાછા ફરવાનું ને નાસવાનું."

ત્રણે બાજુએથી ગુલામોનાં ઘોડેસ્વાર ધાડાં તૂટી પડયાં હતાં. પાછા ફરીને નાસતા રોમનોપર બાણની ઝડીઓ વરસતી હતી.

અઢી હજારની રોમન સેનાને આઠસોએ ભીડાવી હતી. રોમન ટુકડીઓમાં ભંગાણ પડયું હતું, અને બધા ઉત્તર તરફ નાસતા હતા. ને નાસતાં નાસતાં લડતા હતા.

કોઈ જંગી કદનો ગુલામ એના ઘોડાપરથી ફ્યુરીયસના ઘોડાપર કૂદ્યો અને તેને ફૂદકારાના જોરથી જમીનપર પટકી પાડ્યો. ફ્યુરીયસ નીચે પડ્યો હતો, ઉપર ઝઝૂમતા આદમીની કુહાડી એક પળવાર ફ્યુરીયસપર તોળાઈ રહી, બીજી પળે કુહાડીની ધાર એ રોમન જુવાનના લોખંડી ટોપને ચીરી ખોપરી નીચે ઉતરી ગઈ.

(૫)

**જીતાયલા** માલને પહોંચાડવાનું કામ ગરશોમે શરૂ કર્યું હતું. એના એક હાથમાં ચાબૂક હતી, બીજા હાથમાં તરવાર હતી. એ ઘવાયેલાં ને મરેલાંની દુનિયાના રાજા જેવો ફરતો હતો.

"કેમ ગરશોમ, તારા જેહોવાહ ભગવાને જોર માર્યું ખરૂં?" બોલતો કલીઓન એની બાજુથી પસાર થઈ જતો બોલ્યો, "પરવારીને જલદી આવી.....સ્પારટેક્સ ઉપડી ગયો છે, વેરીનસને વળાવવા......"

પણ ગરશોમે નાસ્તિક કલીઓન તરફ જોયું નહિં. યમરાજ જેવો એ આજે મગરૂર હતો અને એના ભયંકર ભગવાન જેહોવાહના માનમાં એક ગીત ગણગણતો હતો.



## પ્રકરણ ૧૦ મું.

## બે સાથીદારો.

"કેસટસ, ગેનીકસ, અને જુડીથની ટૂકડીઓ આ રસ્તેથી પસાર થઈ ગઇ છે." સ્પારટેકસે પાછળના ઘોડેસ્વાર તરફ જોવા ડોક ફેરવી.

"કેમ જાણ્યું ?" પૂછનારે એઓલા [ટોપ]ની છાજલી કપાળ પરથી ઉંચી કરતાં પૂછયું અને પોતાની નાજુક આંખોથી થાકેલી નજર સ્પારટેકસ ઉપર ઢાળી દીધી.

"જો પેલું." સ્પારટેકસે તરવારની અણી ધરી.

"પેલું ગુંછળું ?"

"હા, એ પ્લેટો રીપબ્લીક છે, પેલું પુસ્તક મેં જુદીથને આપ્યું'તું તે પડી ગયું લાગે છે."

"લઈ લઉં ?" એલપીનીસે ઉતરવા જતાં પૂછ્યું.

"રાખ, રાખ, ઉતરવાની જરૂર નથી, ભાલાની અણીથી ભરાવી લે, કોઇવાર કામનું.........ને ચાલ જલદી." બોલતાં તેણે ઘોડાને પાછો ફેરવવા લગામ ખેંચી, "આપણે પહોંચી જઇએ પાછાં છાવણી પર......ઘણી દૂર છે."

"હવે તો જાણે એમ થાય છે કે છાવણી ઉપર પહોંચીને શબની જેમ ઉંઘવા પડું......"

બોલતી એલપીનીસે પુસ્તક લીધું અને સ્પારટેક્સ તરફ જોયું પણ એ ન સાંભળી શકે એટલો દૂર નીકળી ગયો હતો. પ્લેટો અને પેલા પુસ્તકના વિચારમાં ને વિચારમાં એ ગરકાવ થઈ ગયો હતો. એલપીનીસ ઉતાવળે જતા સ્પારટેક્સને પકડી પાડ્યા વિના રીસમાં ને રીસમાં ધીમે ધીમે ઘોડો દોડાવી રહી ને બબડી." જોને જાય છે... પાછુંય જોતો નથી. જાણે દુનિયામાં એકલો જ......" અને એને સ્પારટેકસનું હસવું સંભળાયું.

"કેવો વિચિત્ર છે ?" પાછી એલપીનીસ બબડી. પાછું સ્પારટેકસનું હસવું, ઘોડાની ખરીઓનો અવાજ ભેદી એલપીનીસના કાનમાં અથડાયું. એ વિચારે ચડયો હતો.

"જો પ્લેટો આજે જીવતો હોત.........આજે આટલાં વરસ પછી જો એ જીવતો થઈ જાય ને આ ગુલામીની લીલા જોઇ જાય ! એનાં માલિકોને......ગુલામોનાં બાણ અને ગોફણથી વિંધાતાં ને ખંજરોથી ભોંકાતાં ધૂળમાં રગદોળાતાં દેખી જાય તો!"

"અને જો જાણે કે ગુલામોએ માથું ઉંચકે છે ને એક સ્પારટેક્સ નામનો જુવાન અને એલપીનીસ નામની છોકરીએ ગુલામોની સેનાની......"લીજીઓ લીબેરા"ની સરદારી લીધી છે તો......!"

"અને જે એણે માલિકો માટેજ મનસુબ્યું હતું—અને જે એણે ભગવાનના—પરીઓના નગરમાં આકાશનાં વાદળોમાં જ આલેખ્યું હતું તે પૃથ્વીપર ઉતારવા, ઈટાલીપર ઉતારવા ગુલામોના ગુબારા ધરતીપર ધસી પડયા છે એમ જાણી તો......"

"તો એનો ભગવાન, ને એનો માલિકસમાજ બધાંય નાગરિકોને નામ ને કદાચ પોતે મોખરે એ પોતે જ હોત."

રિકણો અમારી સામે નીકળી પડયા ન હોત? વિચારતો સ્પારટેક્સ મોટેથી હસતો હતો અને પાછળ જોતો હતો, કેવી મઝા?"

પણ ધાર્યા પ્રમાણે એની પાછળ અડોઅડ એલપીનીસ હતી નહિં. એણે એને ધીમે ધીમે ઘોડો દોડાવતી દૂર પાછળ પડી ગયેલી દીઠી. અને છેવટે ખિજવાયલી ચીસ પાડતી હોય તેમ બૂમ સાંભળી. "સ્ટ્રેટેગોસ......!"

સ્પારટેક્સે એને દૂર અંધારામાં દેખી બૂમ પાડી: "ચાલી આવ, ચાલી આવ જલદી–હું ઉભો છું......હું તો જાણું......"

"નથી આવતી જા, મોટો મહાસેનાની! અમે તો તારે મન જાણે......છેડવોજ જાય છે......બાપના વારાનો......"

"એલપીનીસ, આવ, એલપીનીસ આવ.........ચાલી આવ." સ્પારટેક્સે બંને હાથ હલાવ્યા ને બૂમ પાડી.

"નથી આવતી જા." એલપીનીસે ચીસ પાડી અને હતી ત્યાં ઉભી રહી.

સ્પારટેક્સે બૂમો પાડી અને થાકીને પાછો વળી એલપીનીસ ઉભી હતી ત્યાં પહોંચ્યો. એલપીનીસ રડતી હતી, એ અજબ થઇને ડૂસકાં સાંભળતો થંભી ગયો. અને અડોઅડ ઘોડો કરી વિનવી રહ્યો: "એલપીનીસ, પણ તને થયું છે શું? થાકી ગઈ છે?–કોઈ સાંભરી આવ્યું? તારી મા, તારા બાપ......કોઇ દિ' નહિં ને આજ......" સ્પારટેક્સે એલપીનીસના ગાલ સાથે ગાલ અડાડયો ને લૂંછયો, એ

એની સખીનો ઉંનો શ્વાસ પી રહ્યો. "કોઈ દિ' નહિં ને આજ... મેં તને કદિ રડતી દેખીજ નથી. માન્યું'તું કે તું તો......ને...... આ શું ?"

એલપીનીસ કંઈ બોલી નહિં.

"બોલ નહિં તો મારાથી......" એણે બૂમ પાડી રડતી એલપીનીસના મોંઢા પાસે મોંઢું સંતાડી દીધું.

"શું......! નહિં તો તારાથી શું ?" એલપીનીસનો અચકાતો અવાજ આવ્યો.

"રડી પડાશે........"

"જા, જા, પત્થરીયા......" એલપીનીસથી રડતાં રડતાં હસી પડાયું......" તું માણસ ક્યાં છે......?" મારે ઘેર હતો એવી શિલાનો......ને બોલતો ચાલતો થઈ ગયો..."

"પણ કહીશ તો ખરી કે નહિ ?" સ્પારટેકસે ગુસ્સો કર્યો.

"ખબર છે ! પા કલાકથી આગળનો આગળ દોડયો જ જાય છે ! સાથે ચાલવાનુંય મન નોં થાય ! જાણે ઢગલો થઈને ઢળી પડું એવી થાકીને થઈ ગઈ છું. તોય તારી હુંકે હુંકે પણ તને મસ્તાનને...."

"ના, ના, એલપીનીસ, મને માફ કર. હું જાણું તું પાછળજ છે બરાબર પાછળ—ને મને એક વિચાર આવ્યોતો—તે યાદ નોં રહ્યું ?"

"જુઠ્ઠા, લુચ્ચા !" એલપીનીસે રીસ કરી.

"તે તેમાં રડતી'તી ?" સ્પારટેકસ ખૂબ જોરથી હસી પડયો—ને એલપીનીસને ભેટી પડયો.

આ બે ગુલામોના નેતાઓની મસ્તીને નહિ સમજનાર બન્ને ઘોડાઓ કાન ઉંચા કરી ભડકી ઉઠયા.

"ચાલ, હવે તું મારા ઘોડાને પૂંછડે પૂંછડે." બોલતી એલપીનીસે ઘોડાને એડ મારી આગળ કર્યો ને બબડી. "તદ્દન જંગલી, કેટલું મોટેથી હસે છે ! કોઈ હશે તો કાંઈ !"

## પ્રકરણ ૧૧ મું.

### તાપણીઓમાં નાચતા ઓળા.

"તાપણીએ તાપ્યા કરો......લુકેનીયસની તળેટીમાં બરાબર બીજી એક રાત ગાવ, નાચો, ગુલતાન કરો...પેલા ત્રણેની ટુકડીઓ સલામત પસાર થઇ ગઈ છે. અમે બન્નો જાતે નક્કી કરી આવ્યાં છીએ......" એક તાપણી સામે સ્પારટેકસ બેઠો હતો અને તેની સાથે એલપીનીસ બેઠી હતી. બન્નેને વિંટળાઇને ગરશોમ, કલીઓન અને બીજાં બેઠાં હતાં.

દૂર દૂર તળેટીપર ક્યાં સુધી તાપણીઓની લંગાર સળગતી હતી. કોઈ વાતો કરતાં, કોઈ ગાતાં તો કોઈ નાચતાં ગુલામોનાં ટોળાં કલ્લોલ કરતાં હતાં.

રાત પછીનો દિવસ ઉગ્યો અને આથમી ગયો હતો અને પાછી રાત પડી હતી.

એ રાત પછીની ઉષા ઉગે તે પહેલાં......પૂર્વ તરફના લુકેનીયસ પર્વતની પાછળથી સુરજ ઉગી નીકળે તે પહેલાં તેની તળેટીની પાછળથી અને આગળથી ગુલામોની કતારો તૂટી પડવાની હતી. તળેટી પરની તાપણીઓ જોતો વેરીનસ ઘેરાઈ જવાનો હતો અને તેની છ હજારની લોખંડી લીજીઅનોને ભેદીને ગુલામોને ગુલામો મળવાનાં હતાં.

એમ સ્પારટેક્સે વેરીનસનો વિનાશ ગોઠવ્યો હતો.

ત્યારે કલીઓનની આંખપર ઉંઘ આવતી હતી ને ઉડી જતી હતી. ઉંઘમાં ઝૂકતો ત્યારે એને દરિયો દેખાતો હતો. થેરીટાસનાં વહાણ દેખાતાં હતાં......"થેરીટાસ!" એ આખો કંપી ઉઠયો. ઘણા વખતથી ભૂલાયલો એનો ચાંચીઓ માલિક એની પાંપણપર ખડો થયો હતો. અને એ ઝબકીને જાગી ઉઠયો ત્યારે સામે થેરીટાસ નહતો, સ્પારટેકસ હતો.

સ્પારટેકસે એને ઉતાવળો ઇસારો કર્યો, એણે ઉતાવળું ભાન એકઠું કરી, ઉભા થઈ ચાલવા માંડયું. બન્ને સામેના તંબૂપર પહોંચ્યા. એલપીનીસ અંજીર કાપતી હતી. જે છરીથી એણે એના માલિકનું ગળું કાપ્યું હતું તે છરીથી અંજીરના કટકા કરી એણે એક વાસણમાં કલીઓન તરફ ધર્યાં.

કલીઓન એની તરફ ઠંડી નજરથી પલકારો માર્યા વિના જોઈ રહ્યો.

"કલીઓન!" સ્પારટેક્સનો ગંભીર અવાજ ગાજી રહ્યો, "મારી આંખ તારાપર ઠરી છે...હું ન હોઉં તો......મેં તારે માટે આપણા આગેવાનોને વાત કરી રાખી છે!"

"તમે ક્યાં જવાના છો?" કલીઓને જેવી ને તેવી નજર સ્પારટેકસ પર સ્થાપી.

"જો, આ મારી કુહાડી.....એનાથી મેં ફ્યુરીયસને......એ

તારાજ હાથમાં શોભશે, ગરશોમ તારો હુકમ પાળશે. ગેનીક્સમાં વેરઝેર ભળેલાં છે, તેને દુશ્મનો સામે વળેલાં રાખજે......આજની લડાઈ જરાક મોટી થશે......એટલે સોંપણ કરું છું."

કલીઓન સાંભળી રહ્યો, સ્પારટેક્સ બોલ્યો.

"અને જો, આ."

કલીઓને ડોક ઉંચકી.

"તેં આજ સુધી સ્ત્રીઓને ધિક્કારી છે. આ એલપીનીસને એકલીને ન ધિક્કારતો......એને સાચવજે ને તારી સાથે રાખજે." સ્પારટેક્સનો અવાજ થંભી ગયો અને કલીઓનના માથાપર કુંડાળાં રચી રહ્યો. "બોલ શું બોલે છે?"

એણે એક નજર સ્પારટેક્સપર નાખી, બીજી નીચે મોંઢે જમીન જોઇ રહેલી એલપીનીસપર નાખી ને જોરથી ડોક હલાવી "ભલે."

"લે, ખા." સ્પારટેક્સે, મુઠ ભરીને અંજીર ધર્યાં ને કલીઓનને આપ્યાં.

કલીઓન કંઈ બોલ્યો નહિ, પણ એ મોટેથી હસી પડયો. એના તિણા હાસ્યથી બહાર સૂતેલો ગરશોમ અંદર દોડી આવ્યો.

"કલીઓન, તું કોઈ દિ હસ્યો તો?" સ્પારટેક્સે હસતાં પૂછયું.

"હા, ઘણાં વરસ થઈ ગયાં, પછી હું થેરીટોસ ચાંચીયાનો ગુલામ બન્યો, પછી......મારી કથા બહુ કારમી છે......મારી છાતી પર એ ઘંટીના પડ જેવી ગોઠવાઈ હતી, આજે......એ ભાર ઓછો થયો છે.......એની આંખની કિનારી ચળકી ઉઠી. "આપણો સમય થાય છે."

"ને તારી વાત અધૂરી રહે છે."

"મારી વાત......મારી વાત ગુલામની વાત છે. એ વિતક અને પિડન સામે આપણી પહેલાં પણ, સુમેરીયામાં, ગ્રીસમાં, ઇટાલીમાં આર્યાવર્તમાં ગુલામોએ માથાં ઉંચક્યાં છે એમ વાત છે ને!"

"હા." સ્પારટેકસે ડોક હલાવી.

"થોડીવાર તેઓ ટકતા, પોતાના પિંડનના વેરના સ્હેજ ઉશ્કેરાટમાં માલિકોનાં લોહી રેલવતા, તેમના વાસ અને તેમની સ્ત્રીઓને ખૂંદી નાખતા.....પણ પછી હીમચાપર, શુળિપર કે વધસ્થંભપર અથવા તો જહાજોમાં અગમ દરિએ હાંકી મૂકતા.....ને માનતા કોઇ દેશ આવશે, કોઈ ટાપુ આવશે કોઇ પર્વતમાળા આવશે......જ્યાં માલિક નહિ હોય, ગુલામ નહિં હોય......જ્યાં સુરજ આથમતો નહિં હોય... ત્યાં નાઇલિના ધોધ પાસે.....ત્યાં એપ્લેનટીસમાં......જ્યાં મરેલાં જાય છે.....જ્યાં...."

"એ બધા તરંગોની પેલે પાર." સ્પારટેકસની નજર કલીઓન પર ચોંટી રહી.

"હું પણ તેજ કહું છું. કણ કણ કરીને ટીંપે ટીંપે ભરીને, એક પર બીજો થર ગોઠવીને આપણી દુનિયા......આપણે જીવવાની નવી રચના......"

"કલીઓન......કલીઓન....." સ્પારટેકસે કલીઓનનો જોરથી હાથ ઝાલ્યો, "એક એલપીનીસ હતી......બીજી મને તારામાં આશ હતી તે સાચી ઠરી.......કલીઓન આપણે ઇટાલીમાં જ નવો દેશ રચશું......જ્યાં માલિક નહિં હોય.......ગુલામ નહિં હોય.....આપણું જીવન કે કબર ઇટાલીજ ભલે બને."

એલપીનીસે આ બન્નો મહારથીઓની વાત ઉચ્ચારી.

"પ્લેટોએ પથરો નાખ્યો છે.......આપણે એમાંથી આપણો આકાર સરજીએ.....આપણું ટાંકણું ને આપણો ઘણ....."

"જ્યાં સુધી આપણા હાથમાં લોહી વહેશે....જ્યાં સુધી આપણા હાથમાં હથિયાર ધરવાનું જોમ હશે ત્યાં સુધી......" એલપીનીસે આગળ ચલાવ્યું.

"હવે ઉઠશો......મહેરબાનો પેલો તારો ડૂબવા આવ્યો છે....."

વચમાં ગરશોમનો અવાજ અથડાયો.

ત્રણ જણે એક સાથે જોયું.

"જા, જા, ખુશીના બોલાવ.....ને કલીઓન ઉઠ....આપણે મેદાનમાં મળીએ, કૂચ કરવાનો વખત થવા આવ્યો છે."

કલીઓન ઉઠયો અને પૂંઠ ફેરવી.

"કલીઓન, તારાં અંજીર....."

એલપીનીસે જતા કલીઓનને બાબ્યો, ને અંજીર ધર્યાં. એની આંખમાં હેત નીતરી રહ્યું.

કલીઓને અંજીર લીધાં ને અંજીરવાળો હાથ ચૂમ્યો.

"એલપીનીસ, તું ખરેખર સ્ત્રી છે હો!"

સ્પારટેકસ પ્રેમથી હસ્યો.

"ચૂપ....." બોલતી એલપીનીસ સ્પારટેકસનું બકતર લેવા અંદર ચાલી ગઈ.

"મારાં સાલાં, મને તો કોઇ અંજીર પણ નાં આપે." ગરશોમ પાછી આવેલી એલપીનીસ તરફ બબડયો. સ્પારટેકસ જોરથી હસી પડયો.

"ઓહ, મને માફ....." બોલતી એલપીનીસે અંજીરના બધા ટૂકડાની મૂઠ ભરી "લે, આજે તો તને મારા હાથેજ ખવાડું......" ગરશોમ જોરથી અંજીર ચાવી રહ્યો.

## (૨)

**સુરજ** આથમતાં વેરીનસ રણમાં પડયો હતો. રોમન લીજીઅનો પહેરેલે બકતરે રગદોળાઈ ગઈ હતી. ઘાયલોની ચીસોથી અને માણસાઈની મિજબાની માણવા નીકળેલાં બીજાં પ્રાણીઓના અવાજથી આખો પ્રદેશ ભયાનક ભાસતો હતો.

"આહ ખૂન.....માલિકનાં શાં ખૂન.....!"

ગરશોમ એક મોટી લાંબી તરવારપર ટેકવી રણભૂમિપર નજર

નાખતો ઉભો હતો. એની પાછળ પથરાયેલી ગુલામોની ટૂકડીઓએ સળગાવેલી તાપણીઓમાં દુનિયા પડછાયો બનીને ગરશોમના મગજમાં નાચતી હતી.

"ખૂની લોક ને ખૂની ભગવાન!" પાછો એ બબડયો. બધાં બક્તર, બધી તરવારો.... બધું—કેવી લુંટાલુંટ!" એ મરેલાંઓ અને મરતાં પરથી હથિયારો અને બક્તરો ઉતારી લેતાં પોતાનાં માણસો તરફ જોઈ રહ્યો. "માલિકોના લોહીમાં મશાલો સળગાવો." એ ખડખડાટ હસી પડ્યો.

પણ એના હસવામાં કોઈનું તીણું લુખ્ખુ હસવું ભળ્યું અને એણે ચમકીને જોયું.

"તારી તરવાર મ્યાન કર અને જા.....ત્યાં, જ્યાં આપણા લોકો મરેલા અને મરતા માલિકોપર તૂટી પડયા છે ને તેમને અપમાન પહોંચાડે છે......"

"માલિકને અપમાન!" ગરશોમે એના જાડા હોઠપર જીભ ફેરવી અને ઉમેર્યું, "પણ કલીઓન......"

"શું?"

"હું જાઉં છું પણ......એમકે, દુશ્મનોની હરોળોમાંથી બચી ગયેલી એક યહુદી છોકરીને મેં મારા તંબૂપર મોકલી આપી છે. એ હવે મારી સાથેજ રહેશે......કદાચ હું આ લડાઈઓમાં કપાઈ જાઉં તો કોઈવાર મારી પાછળ મારા જેવી આંખોવાળો દિકરો મને યાદ કરે......તે મારી સાથેજ રહેશે."

"પુરૂષો અને સ્ત્રીઓ.......ભલે." કલીઓન જોરથી હસી પડયો "તું જા." ગરશોમ ગયો.

મરતાં અને મરેલા માલિકોપર ગુલામો તિરસ્કાર વરસાવતાં તૂટી પડયાં હતાં. માંસ તૂટતાં હતાં, આંતરડાં તાણી કઢાતાં હતાં, હાડકાં તતડતાં હતાં....................

ચિત્કાર સામે વિકરાળ હાસ્ય ઘસાતાં હતાં. ઘોર રાતની તાપણી-

ઓમાં બધાના ઓળા પડતા હતા. ચીસો અને હસવું બન્ને એક બીજાના તાલ દેતાં હતાં અને તેમાંથી સૂતેલું સમરાંગણ ભૂતાવળ બનીને બેઠું થઈ ચીચીયારી કરતું હતું.

ભયાનક વૈરભાવ હેવાન બન્યો હતો. કોઇનાં પેટ કોચાતાં હતાં, કોઇની ખોપરીનાં તુંબાં સાથે ગેલ થતો હતો, હસવાની ચીસો આકાશ સુધી પહોંચતી હતી.

સૌને યાદ આવતી હતી, જે કોઢમાં એ આળોટતાં હતાં, જે ખાણોમાં એ ખોદતાં હતાં, જે ખેતરપર એ ખોદતાં હતાં, જે ચાબુકો એમનાપર ચમકતી હતી! એમને એમનાં અપમાન, એમનાં લોહી, એમનાં ચૂંથાયલાં માંસ ઉશ્કેરતાં હતાં, એમની માનવતા ભાનભૂલીને ભયંકર ભમતી હતી.

ત્યારે એક મશાલ આગળ આવતી દેખાઈ, મશાલ પાછળ સ્પારટેક્સનો આકાર દેખાયો ને તેણે એક બૂમ પાડી.

ચિત્કાર ગણગણાટ થઇ ગયો, ઉન્માદ શાંત થઇને સ્થંભી ગયો.

તાપણીના ઓળા જેવો સ્ટ્રેટેગોસ અંદર ઘૂસતો ગયો અને મશાલને અજવાળે ચારે કોર દેખતો ગયો ને બૂમો પાડતો ગયો.

"ક્રીકસસ તું પણ..........." એ અટકીને ઉભો. એની સામે એક આદમી શરમાતો ઉભો હતો, એના હાથ ખભા સુધી લોહીમાં તરબોળ હતા, એના હાથમાંની લાંબી છરીપરથી લોહી ટપકતું હતું.

"છાવણી પર જા." સ્પારટેક્સ આગળ ચાલ્યો, ગેનીકસ એની તરવારપર રેતી ઘસતો એક મડદા પાસે બેઠો હતો.

"ગેનીકસ ચાલ........" એ બોલ્યો:

ગેનીકસ ઉભો થયો અને પાછળ ચાલ્યો. બીજી બાજુપર ત્રણ જણ ઉભા હતા પાછળથી કલીઓન દોડતે ઘોડે આવ્યો.

"કલીઓન મારા તંબૂ પર જો એલપીનીસ ઘવાઈ છે."

કલીઓન ચાલ્યો ગયો.

"ગેનીકસ બુશીના બજાવ, ગણતરી કરી લઇએ."

ગેનીકસે બુશીના બરાડયું.

## પ્રકરણ ૧૨ મું.

### ત્રીજીઓ ત્રીબેશ.........

“ગેનીસક ગયો ?” એલપીનીસે સ્પારટેકસ સામે આંખો ઉંચકી. કલીઓન બંન્નેને જોઈ રહ્યો.

“ગયો, અને આપણે જઈએ છીએ, રાત પડે તે પહેલાં, એની પાછળ... ... ... ... ... ...”

“ગરશીમ ખુશીના ફુંકાવ, જા.” બોલતા કલીઓને કપાળ લુછયું અને ગળુ ખંખારી પૂછયું:

“સ્ટ્રેટેગોસ! ગેનીકસને એકલાને સરદારી આપી મેટાપોન્ટમપર મોકલવાનો શો અર્થ છે?”

"કારણ કે આપણે હવે કેવળ બચાવ કરવાથી પતશે નહિ, દુશ્મનોનાં મથકોપર આક્રમણ પણ કરવું પડશે........"

"સ્ટ્રેટેગોસ," એલપીનીસની આંખો એના હાથમાં ફરતી છરીની ધારપર ચમકી રહી, "સ્પાર્ટેક્સ, તું મારો માનીતો મિત્ર છે કલીઓન આપણો મિત્ર છે પણ આપણને વરેલાં ગુલામોનો સમુદાય આપણા સૌથી મોટો છે, ગેનીકસ તરફની તારી ઉદારતા......"

બોલતી એલપીનીસની કતરાતી આંખો જે છરીથી એણે વેરીનસનું ગળું કાપી નાખ્યું હતું તેની તિણિ ધારપર, સ્પાર્ટેક્સપર અને કલીઓનપર ફરી રહી.

"હું ઉદાર હોઇશ, અતિ ઉદાર નથી...જે સમુદાય આપણને વર્યો છે, આપણે જેને વરેલાં છે તેના હિતના ભોગે..." બોલતા સ્પારટેકસની શાંત આંખો જરાક ઉગ્ર થઈ. "ત્યારે એલપીનીસ... અને ત્યારે કલીઓન મને કે ગેનીકસને મોટા ગણ્યા વિના પેલા સમુદાયને ખાતર ખરપી નાખજો...તમારા જેવાં સાથીદારોના અદલ ન્યાયમાંજ હું વિજયી છું. મેં ગેનીક્સને મોકલ્યો છે. એ મેટાપોનટમ પર જીતશે, એના અભિમાનને ખોરાક મલશે, એનો તિરસ્કાર ત્યાં મોકળો મહાલશે...દરમ્યાન આપણે જઈ પહોંચશું. એની લગામ મારા હાથમાં છે. લગામ વિનાનો એ દોટ દેવા દાવ ખેલશે તેજ ઘડિએ એને સમુદાયને ખાતર ખતમ કરતાં વાર નહિં લાગે."

"બરાબર છે." કલીઓને સંતોષ બતાવ્યો.

"આપણે ઉપડીએને ?" એલપીનીસ સ્પારટેક્સ પાસે આવી તેના ખભે માથું ટેકવી ઉભી રહી.

ધૂમ્મસનાં પડળ ચીરીને વહેલી સવારની ટાઢને ડારતી સ્પારટેક્સ, કલીઓન અને એલપીનીસની ટુકડીઓ મેટાપોન્ટમ તરફ દોડતી હતી.

મેટાપોન્ટમની દિશામાં આછા અંધારાંમાં આકાશ રતાશ મારતું હતું.

"સ્ટ્રેટેગોસ! એ કઈ દિશા?" એલપીનીસે લગામ ખેંચી.

"પશ્ચિમ." સ્પારટેકસ જોઈ રહ્યો.

"તો લાલી કેમ?"

"આપણી લીજીઓ—લીબેરાના વિજય પછી સુરજ પશ્ચિમમાં ઉગવા માંડયો છે." સ્પારટેકસ હસ્યો, "આપણે પાપા નજીક પહોંચ્યા છીએ."

"પણ હું પૂછું તે બોલને."

"તેજ કહું છું. તું અને કલીઓન તમારી ટુકડીઓ સાથે પાપાની ટેકરીઓમાં પડાવ નાખો, હું એકલો જાઉં છું. ગેનીકસે મેટાપોન્ટમ લીધું છે, લુંટયું છે, સ્ત્રીઓને કેદ કરી હશે, બાળકોને સંહાર્યાં હશે, મેટાપોન્ટમ સળગે છે. એની આગ એ જરમન વિજેતા જોતો હશે ને રાચતો હશે."

"મેટાપોન્ટમ સળગે છે?"

"હા." બોલતા સ્પારટેકસે ખુશીના ફુંકયું અને આગળ ચાલતી કલીઓનની ટુકડીઓ ટેકરીઓમાં અટકી ઉભી.

"સાંજ સુધીમાં, હું મેટાપોન્ટમમાં જુડીથને મૂકી ગેનીકસ સાથે ટેકરીઓમાં આવી પહોંચીશ. તું અને કલીઓન રાહ જોજો."

"ભલે, એકલો ગેનીકસ બધી સ્ત્રીઓને પોતાની ટુકડીઓમાં ન વહેંચી દે હોંકે, અહીં પણ લઇ આવે..."

"ના આપણે બીજી રીત કરીશું. પકડાયલી બધી માલિકણોને આપણે આપણી હરોળોમાં ફેરવશું. જેને જે ગમે તેને સ્ત્રી પોતે પસંદ કરી લે અને પછી બધી આપણા જેવી જ આઝાદ......." એણે આનંદમાં આંખો ઠેરવી અને આજ રાતના આપણે પાપાની ટેકરીઓમાં મોટી મિજબાની માણશું. આપણી આઝાદ ટુકડીઓના વાવટામાં સાપનું—નાગનું નિશાન ફરકાવશું ને ગરશોમ ગાય છે તે સંગ્રામ ગીત આપણી એકવીસ હજારની સેના એક સાથે ગાશે."

"તું આવી પહોંચછને?"

"દહાડો ડૂબતાનો" સ્પારટેકસે એની એક ટુકડી સાથે રસ્તો બદલ્યો.

(૨)

**પાષા**ની ટેકરીઓમાં વહેલી રાતની મશાલો સળગી હતી. તાપણીઓની એક મોટી લંગાર ચેતી હતી. બરાબર વચમાં નાગના નિશાનવાળો મોટો ઝંડો ઉડતો હતો. આઝાદ ટુકડીઓની કતારો અર્ધ ચંદ્રાકારમાં ગોઠવાતી હતી.

ઈટાલીના ઈતિહાસમાં, દુનિયાની કથામાં, જનતાનું આ જય-ગાન પહેલીવાર બોલતું હતું.

વચમાં મોટો ઢોલ હતો.

બે જણ ઢોલપર મચી પડયા હતા. એક ધણેણાટી ઈટાલીની ધરતીને ધમધમાવતી દૂરદૂર પથરાતી હતી.

પછી કેડપર એક તરવાર લટકતી રાખી બીજી જમણા હાથમાં ઉંચકી ગરશોમ વાવટાની બરાબર નીચે આવી ઉભો.

એકવીસ હજાર નરનારીઓ ઝંડાની આસપાસ અર્ધગોળમાં ગોઠવાયાં હતાં.

ઢોલનો ઢમકો સૌને ધરતીમાંથી નીકળી માથામાં પથરાતો લાગતો હતો.

ગરશોમ ગરજે ને એકવીસ હજારમાં સ્ત્રીઓવાળાના એક બીજાની બગલમાં પરોવાયલાં હાથનાં તોરણ ઝૂલી પડવાનાં હતાં.

ગરશોમ ગાઇ પડે અને એકવીશ હજારની લચકાતી કેડો આમથી તેમ અર્ધગોળમાં ઘૂમવાની હતી.

ગરશોમ ગાય અને એનું ગાણું એકવીસ હજારના ગળામાં ધર-તીનો ગૂંજારવ બનીને ઘૂરકી ઉઠવાનું હતું.

અને ગરશોમ ગરજ્યો:

"લીજીઓ, લીબેરા.........
લીજીઓ લીબેરા.
દુઃખ લગારા...........
દીન ભીખારા.

આગ ઉઠારા............

નખ-શીખ, જલ્લારા.

જલતે જલા, બેડી તોડા,

દંગ ખેલાયા......

જંગ ઝૂકાયા.

જલતે જલા, બેડી તોડા

તૂમને બૂલાયા........

હમને બૂલાયા

લીજીઓ, લીબેરા......

લીજીઓ લીબેરા

કૂચ કરાયા..........

કૂચ કરાલા

કતાર કેડે, કતાર કેરા,

તાર લગાયા.....

એક તાન લગાયા.

લાલ ઝંડે, નાગ ઝૂલે,

ફૂણ્ણા ફુંકાયા.......

જોર ઝૂકાયા

અબ જોર ઝૂકાયા.....

ધોમ ધીખાયા.

તુમભી ચલો, હમભી ચલે,

દુનિઆ રચાયા.....

નયી દુનિયા રચાયા.

લીજીઓ લીબેરા.... ....

લીજીઓ લીબેરા.

કૂચ કરાયા......

કૂચ કરાલા,

અને પાપાની ટેકરીઓ ધરતીપર ફુટી નીકળ્યા પછી પહેલીવાર પડઘા પાડતી બોલી ઉઠી હતી,

## પ્રકરણ ૧૩ મું.

### વાત વાતી હતી.

**પ**વનની પાંખપર બેસીને ઇટાલીના માલિકોના મહાલયોમાં, ખાણોમાં, ખેતરોમાં, કારખાનાંમાં ને જ્યાં ને ત્યાં એક રાતે રોમના એક માલીકના આવાસમાંથી નીકળી નાઠેલા ગ્લેડીએટર સ્પારટેકસની આસપાસ તરેહ તરેહની વાતો ફૂંકાતી હતી.

એ વાતો માલિકોની લોખંડી લીજીઅનોનાં બક્તરપર ઘસાતી હતી ને એ લોખંડી લંગારો ચમકી ઉઠતી હતી.

માલિકોના મહાલયના બુરજપર ચઢીને બોલતી હતી અને અંદરનાં એશઆરામી કાળજાં ધબકી ઉઠતાં હતાં.

એવા ગ્લેડીએટર સ્પારટેકસનું નામ બોલી માલિકણો, એમના બચ્ચુ-બચ્ચીઓનાં પારણાંપર ટપલાં મારતી હતી.

ઇટાલીનાં નગરપર સ્પારટેક્સની હાક ગાજતી હતી. ઇટાલીને ચૌટે ચકલે અખબારી મોઢાં સ્પારટેકસનાં આવડા મોટા ને એથી યે મોટા સમાચાર સંભળાવતાં હતાં.

"કહે છે કે એને મેલડી માતાનું વરદાન છે, કહે છે કે એને જેહોવાહ ભેરવની આણ છે ને...એને,...ને એ ગુલામોનો ચૂંટાયલો સરદાર વિકરાળ એવો રાક્ષસ છે, એક હાથમાં કુહાડી ને બીજા હાથમાં તરવાર લઇને ઘૂમે છે...એના મોંઢામાં બળતી મસાલ હોય છે, એના ઘોડાને સાપની લગામ હોય છે...એની સાથે એક નારી છે...ચામુંડી. બંન્નેને રીંછ જેવું એક બાળક છે, બંન્નો સાથે અસવારી કરે છે...એ ચામુંડીના માથાપર સળગતી સઘડી હોય છે. બંન્નો એક એક ઘોડો રાંધે છે ને ખાઈ જાય છે,...અને એ ગુલામોનો સરદાર પકડાયલી કુમારિકાઓપર બળાત્કાર કરે છે."

"...અને કહે છે કે એ સાગરકાંઠે જઇને ગ્રીસપર ઉતરવાનો છે. ગ્રીસને જીતી, ગ્રીસનો કાફલો લઇને રોમપર ચઢાઈ કરવાનો છે,......" લોકવાયકા ફાવે તેમ વાતી, માલિકોનાં નગરના ચોરે-ચૌટે વિચરતી હતી.

એવી વાતો માલિકોના મનમાં ધ્રાસ્કો પાડતી હતી, ગુલામોના દિલમાં ગજબ હિમ્મત જગવતી હતી.

ઇટાલીનાં ગુલામોનાં ટોળાં હજુ પેલા સ્પારટેકસને શોધતાં હિજરત કર્યે જ જતાં હતાં.

કેપુઆ ને મેટાપોન્ટમ, એ બે ગુલામોનાં મથક ગણાતાં હતાં. હવે પાપા પર્વતની ટેકરીઓમાં ગુલામનગર વસ્યું હતું અને એની આસપાસ આઝાદ ટુકડીઓની ત્રાડ સંભળાતી હતી.

એ નગર-છાવણીમાં બજારો બન્યાં હતાં, કોઠારો ભરાયા હતા, રસોડાં ચાલતાં હતાં, સંસાર મંડાતા હતા, ખુશીના ફૂંકાતાં હતાં.

( ૨ )

**ક્રોસીનસ**ના કાનમાં ય વાત વાતી હતી. સાગરનો કિનારો હતો, જ્યારે તારો ક્રોસીનસ તરીતરીને થાક્યો હતો. થાકીને રેતીમાં આડો થયો હતો. એના કાનમાં સાગરની લહેરો ગાતી હતી. એના શરીર પર દોડતા આવતા શિયાળાની ઠંડ મીઠુંમીઠું કરડતી હતી.

એને યાદ આવતી હતી. એને સૌથી પહેલાં પેલો પોતાનો જ દૂરનો સગો હીકેટા...પેલો સ્પારટેકસને જઈને મળેલો એવફા, માનવ-પ્રેમી ઇજનેર હીકેટા યાદ આવતો હતો.

"એણે દુનિયા દેખી તે ભુલ કરી...એ દૂરદૂરના દેશોમાં ભટકયો તે ભૂલ કરી, એણે દેવદેવીઓનો આવીને અપરાધ કર્યો, એણે ગુલામોનો પક્ષ કર્યો...એનું પતન થવા માંડયું હતું. ...જ્યાં અગાધ જંગલો છે, તેની પેલેપાર જઇને એણે લોકો જોયા છે, જે ગુલામ નથી, માલિક નથી, જ્યાં સરકાર નથી, લડાઈઓ નથી...માળો મુરખ...એવું તે હોય! ...રોમમાં ઘણાંય એને માનવા લાગ્યાં... એનું પતન શરૂ થયું હતું...એય નાડો, એક રાતનો એ ય એની સુધરેલી બેનને લઇને ગુલામોની છાવણીમાં જઈ ભરાયો...એના પતનની કંઈ અવધિ...આજે એની જ બેન સાથે સંસાર માંડી બેઠો છે...પણ ઇજનેર જબરો હોં!"

એની વિચારમાળા આગળ લંબાઈ:

"...એણે જ નિરમાવ્યો ને મારો પેલેટાઇનપરનો આરામગાહ... શિયાળો તો દોડતો આવી લાગ્યો છે...ને આવી પહોંચશે, પેલેટાઇન-માંથી મારી વહાલી લેવીનીયા... મારા ગરમ ઝભ્ભા લઇને."

"...પછી...પછી હું જો અહિંજ હોઇશ તો મારી લેવીનીયાને લઇને આજ રેતીમાં આળોટીશ...આજ દરિયામાં ક્રિડા કરીશ ને હું ને મારી લેવીનીયા...થેરીટાસનાં જહાજોમાંથી ભાગી આવી... ફુલ્વીયસને છોડી દીધો...તે મારેજ માટેને?"

લેવીનીયાના તરંગે ચઢેલો રોમન સરદાર વિચારમાં ને વિચારમાં ઉંડો ઉતરી ગયો. એના કપાળપર નસો તરી આવી, એનું હૃદય જોરથી ધબકી રહ્યું, એના હાથપગ ઢીલા બન્યા, એના તંતુઓ તંગ થયા.

"...એ તો મને ડરાવવા. પેલા વેરીનસે વાત વહેતી મૂકી કે લેવીનીયા જ્યાં જાય છે તેનું મરણ થાય છે,...થેરીટસનું થયું... ફુલબીયસનું થયું તેથી શું? એ હેલન જેવી શાથી થઈ! એમાં એનો શો વાંક હતો વારૂ?"

"...હું તો ત્રણ ત્રણ માસ એની સાથેજ રહ્યો છું. એનો અવાજ સાંભળતાં સૂતો છું, એના ટહુકે ઉઠયો છું. હું તો કંઇ નથી મરી ગયો? આ ગુલામોનો શિકાર જો જલદી પૂરો થઈ જાય...સ્પારટેકસ અને એની એલપીનીસ કેદ પકડાઇ જાય...તો પછી હું અને લેવીનીયા...અને જગત આખું જખ મારે છે... બંનેને અમારા સ્નાનાગારનાં ગુલામ બનાવીને રાખું, એલપીનીસ, લેવીનીયાને નવડાવે ને ચોટલો ગૂંથે અને મને સ્પારટેકસ......" કોસીનસની આંખો સુખના તરંગમાં લળી ગઈ, એની અંદરની આંખો દેદીપ્યમાન દીવાસ્થાનો દેખતી થઈ...જગત આખું જખ મારી રહ્યું, ......પણ ત્યારે કોઈ કાળમુખા સીરીયને દોડતા આવી રાડ નાખી:

"નામદાર....કોસીનસ....છાવણીપર હલ્લો થયો છે."



# પ્રકરણ ૧૪ મું.

## આ ગે કૂ ચ.

કોસીનસને એનું સ્વપ્ન રેતીમાં વેરાઈ જતું જણાયું. એ સફાળો ઉભો થઈ ગયો અને ઉતાવળો કિનારાથી થોડે દૂર બાંધેલા ઘોડા તરફ દોડ્યો. એના ચહેરાપર આ ઓચિંતા સમાચારથી ભય અને નિરાશા પથરાઈ ગયાં.

“મારી દશમી ટુકડી?” એણે ઘોડાપર છલંગ મારતાં બૂમ પાડી.

“આપની રાહ જૂવે છે, નામદાર.”

એણે દોડતે ઘોડે ભયંકર ઝપાઝપીમાં યંત્ર જેવી ચપળતાથી બચાવ કરતી દશમી લીજીયનના નીચા કદના, ભૂખરા રંગના પહેલ-

વાનો દીઠો અને એને આશા આવી. એણે મારી મૂક્યું.

હજુય ઉગતા સુરજનો તાપ લાલાશ મારતો હતો. હજુ છાવણીની વચમાં રોમન માલિકોનો વાવટો ફરકતો હતો. વાવટાની આસપાસ કોસીનસની ખાસ ટુકડી ગોઠવાઇને લડતી હતી.

અને એક સામટાં ખુશીના બરાડયાં. એક ભયાનક મોજા જેવી ગુલામોની ઘોડેસ્વાર ટુકડીએ વાવટાને નજરમાં રાખી છલંગ મારી. એ ઉડતી ટુકડીની આગળ એક જંગી કદનો આદમી બંને હાથે કુહાડીથી બક્તરો ચિરતો હતો. એના ઘાએ ઘાએ લોહીની છોળો ઉછળતી હતી, બકતરો ખખડતાં હતાં, ખોપરીઓ ફાટતી હતી.

"ક્રિકસસ, ક્રિકસસ....એ કોણ છે?" કોસીનસ એક પળવાર લગામ ખેંચી રહ્યો.

બીજી પળે પેલી ટુકડી વાવટા નજીક આવી પહોંચી. પેલી કુહાડી ઉંચકાઇ, વાવટો અને તેની સાથે એક ખોપરી કપાઈ ગયાં. વાવટો તૂટી પડયો. માલિકોએ બમણા જોરથી ધસારાને ખાળ્યો.

"એજ....એજ એ ગુલામોનો સરદાર...." ક્રિકસસ બતાવી રહ્યો.

"અને પેલો! પેલો ઠીંગણો?"

"આજની લડાઇનો એ સરદાર દેખાય છે, ...એ જુડીથ નામનો છે,...ભારે પડે તેવો છે."

"જમણી બાજુ એ મોખરે છે......"

"જી, નામદાર, અને એની પછીની હરોળ જર્મન ગુલામોના નાયક ગેનીકસની છે."

સ્પારટેકસની ટુકડી મડદાંપર માર્ચ કરતી ધસી આવતી હતી.

સ્પારટેક્સે લોહી નીગળતી ધાર એક પળવાર ધરી રાખી, અને એની પડખેના ઘોડેસ્વાર તરફ નમ્યો, "ગરશોમ તું જા,...જમણી તરફ જંગ જામશે, કોસીનસ ફરે છે......ગેનીકસની બાજુમાં રહેજે."

"પણ......" ગરશોમ જોઈ રહ્યો.

"ગેનીકસને સંભાળ, એનાપર નજર રાખ, એ અણિની પળે જો...તો બાજી બગડી જશે...તું જા, તને એવું લાગે કે ગેનીકસને તારી તરવારથી...અને સરદારી લેજે...જા, જલ્દી..."

ગરશોમ એની ટુકડી સાથે ચાલ્યો ગયો. અને કોસીનસપર જમણી બાજુથી ધસારો આવ્યો.

સામેથી સ્પારટેકસ ધસતોજ હતો: ઉઘાડા મોંઢાં કરીને હાંફતાં ગુલામોને જોઇ કોસીનસની લીજીયનો ઘડીભર થંભી ગઈ.

બીજી બાજુ સ્પારટેકસ અને જુડીથની બંને બાજુથી બુશીના બોલ્યાં અને માલિકોપર ગુલામો ઉડયા. લડાઈની ભયાનક ઝપાઝપીમાં જીવન ઝંખવાઇને ઉભું હોય તેવું દેખાયું.

"આપણી સામે માલિકો છે...મારી નાંખો", જુડીથે જોર કર્યું અને ઝંપલાવ્યું. એની પાછળ સાપનું નિશાન ફરકાવતા વાવટા ઝૂકી પડયા. એ એના ઘોડાના જીનપર ઉભો થઈ ગયો હતો, એની ફૂંકે અનેક સાપ ફૂંફાડા દેતા હતા.

માલિકોની મહાસેનાપર એક ભયાનક ધિક્કાર વરસી પડયો. માકોલિથી પકડાઇને ચિત્કાર બોલંતા રસ્તાપર ઘસડાતી માનવતાનો, ચૌટેચકલે હરરાજ બોલાયલી નગ્નમાનવતાનો, એ ધિક્કાર ભયાનક હતો. અખંડ વરસેલી અનેક યાતનાઓ અને પિડનો, પશુઓની જેમ ગુલામ નર–નારીઓની લંગારોને માલિકની મજુરી માટે કરાવવામાં આવતી પ્રજોત્પત્તિઓની પૈશાચિકતાની માલિકપ્રતિમા એ ધિકકાર નીચે ચગદાઈ રહી.

ડાબી બાજુથી કોસીનસની છાવણી સળગી ઉઠી. કોસીનસની સામે બેજણ કુદી આવ્યા. પહેલાએ કોસીનસની સામે તરવારનો ઘા કર્યો પણ તે કોસીનસની ઢાલપર ઝીલાઈ રહ્યો અને ઘા કરનારનું માથા વિનાનું શરીર ઢળી પડયું. તરતજ બીજાએ ઉછાળો માર્યો. એણે કોસીનસની તરવારને બેવાર ચૂકાવી અને કુદ્યો.

એના હાથમાં લોખંડની ધારથી જડેલી લાકડાની સાંગ હતી. એની સાંગ હવામાં તોળાઇ રહી અને પછી વછૂટી ત્યારે ક્રોસીનસનું શરીર લઇને નીચે પડતી હતી. ક્રોસીનસે પોતાની લોહીલુહાણ જાત પોતાની જ આંખમાંથી દીઠી.

પછી એણે પડયાં પડયાં, અનેક અજવાળાં નાચતાં દેખ્યાં, અનેક અવાજો સંભળાતા અફળાયા. એને બધું દરિયા તરફ ધસડાતું હોય તેમ લાગ્યું. એને શિસિલી સાંભર્યું, અને એણે એક ચીસ પાડી. એના હાથમાં કંઇક સુંવાળું સુંવાળું આવ્યું. એ એનું પોતાનુંજ આંતરડું છે એમ એને લાગ્યું અને એણે પાસું ફેરવ્યું.

## ( ૨ )

"આપણે આખી છાવણી સળગાવી મૂકશું ?" ગેનીકસે આવીને સ્પારટેકસને પૂછ્યું.

"ના." સ્પારટેકસે ગંભીર થઇને કહ્યું, "આપણા કેદીઓની ગણત્રી કરો. આપણી લૂંટ ને સામાનની વ્યવસ્થા કરો, આપણાં ઘાયલની સારવાર... ...ગેનીકસ, તું અને જુડીથ, જરાવાર આરામ કરો...એલપીનીસ એની ટુકડી સાથે ઉપડી જાય છે જ્યાં ક્લીઓન પડયો છે ત્યાં...એ એનાં તાજાં માણસો સાથે પીસટમપર હલ્લો કરે છે...આપણે આગળ કૂચ કરીએ છીએ...ક્રોસીનસનું માથું લઈ આવો... ..."



## પ્રકરણ ૧૫ મું.

### ગુલામોની સેના હતી

કોઇ ગાતાં હતાં, કોઇ નાચતાં ચાલતાં હતાં, આગળ ધૂંધવતો નાગ ફફડતો વાવટો ફરકતો હતો.

અને સૌથી આગળ ઘોડેસ્વાર ટુકડીઓ આગળ વધતી હતી. દરેક સ્વાર પાસે ફરશી, તરવાર ને ઢાલ હતાં. પાછળ ગોફણવાળી ટુકડીઓ હતી અને દરેક પાસે મોટા છરા અને તિરકામઠાં હતાં, તેની પાછળ ગધેડાંપર લાદેલા સામાનની ભારવાહી લંગારો હતી ને લંગારોની પાછળ ખચ્ચરપર બેઠેલી બાળકોવાળી લડનારી સ્ત્રીઓ હતી, છેલ્લી હરોળો પગપાળી ટુકડીઓની હતી અને તેની પાછળ

ઘોડેસ્વાર ટુકડીની વચમાં ઘવાયલાંની ખાટલીઓ હતી. એ સૌની પાછળ ઉઘાડી તરવારવાળા ઘોડેસ્વાર ચોકીદારોની વચમાં યુદ્ધના કેદીઓ ચાલતા હતા. બધા ચીથરેહાલ ને લોહીઆળ કપડાંથી વીંટેલા શરીરવાળા હતા, સ્ત્રીઓ પણ હતી.

આખી સેનાની ચારે દિશામાં દશ માઈલ સુધી, ગુલામોના જાસુસો છૂપા પથરાયલા છૂટકછૂટક સ્વારી કરતા હતા. જીતાયલાં મથકોપર ચોકીઓ ગોઠવી આ સેના દક્ષિણમાં આગળ વધતી હતી.

થોડીથોડીવારે મોખરેથી 'સબ સલામત'નું બુંગીઆના ફુંકાતું હતું અને પછી વચમાંથી એકસાથે અગીઆર બુંગીઆના ફુંકાતાં હતાં. પછી તરતજ યંત્રવત્ એક હોકારો આખી સેનામાંથી ઉઠતો હતો અને દૂરદૂર જંગલોને વટાવતો, પત્થરોમાં પછડાતો, ડુંગરા કૂદી જતો... જાણે આખા ઈટાલીપર રેલાતો હતો. "લીજીઓ લીબેરા...લીજીઓ લીબેરા...હો...હો ...હો......લીજીઓ..."

એ તાલ સાથે યુદ્ધના કેદીઓના હોઠ પણ ખૂલી જતા હતા. સૌને સમજાતું હતું કે ગુલામોની પણ સેના બની છે. સૌની આંખ સામે સ્પારટેકસની પ્રચંડ પ્રતિમા આકાર ધરતી હતી.

"સ્ટ્રેટેગોસ સ્પારટેક્સ...એક વખતનો ગુલામ..." સ્પારટેક્સ અને એલપીનીસ આખી સેનામાં ફરતાં રહેતાં. બંન્ને સેનામય બની ગયાં હતાં.

"નવી દુનિયાનો ચાકડો ફેરવવો હોય તો તેને ધરીપર ગોઠવવો જોઈએના...હું કહું છું કે એ ધરી...રોમ છે...જ્યાં સુધી રોમ જીતાયું નથી ત્યાં સુધી માલિકી મરણ પામી નથી...જ્યાં સુધી રોમપર આપણો લાલઝંડો...ત્યાં સુધી ગ્રીસનાં ગુલામોને છોડાવવાની વાત......"

"રોમ પણ જીતાશે...રોમપર...જીતાયલા રોમપર માલિકીની કબરનો ગગનચુંબી મિનારો ચણાશે. મિનારાના માથાપર આખા

ઇટાલીને દેખાય તેવો લાલ ઝંડો..." કલીઓનની આંખમાં કલ્પના નાચી રહી.

"એ શું કહ્યું ?" પાછળ ચાલતા ગેનીકસે ઘોડાને એડમારી કુદાવ્યો.

"કે આપણું છેલ્લું નિશાન રોમ છે......."

"રોમ ! ......." ગેનીકસે મુછો ચાવવા માંડી.

"રોમ નહિં, દરિયા કિનારો લીધા પછી...આપણે ગ્રીસપર... રોમ તો આપમેળે સૂકાઈ જશે...ગરશોમ પણ કહેતોતો કે રોમ જીતાય નહિં...કોઈથી જીતાય નહિં, માલિકોનાં દેવદેવીઓનું નગર, એને વરદાન છે......"

"દેવદેવીઓનું નગર...એને વરદાન છે!" કલીઓને દાંત કક-ડાવ્યા. સ્પારટેકસ કંઈ બોલ્યો નહિં.

"એને વરદાન છે, એ માલિકોની બધી ભૂંજાડોને વરદાન હતાં, ઘણાં વરદાન હતાં, આપણે એમનાં વરદાનોને, આપણી ફરશીની ધારપર, કુહાડીના ઘાપર, ગોફણ અને બાણુના વીંધપર, આપણી તરવારની અણિપર છૂંદી નાખ્યાં છે..." કલીઓન પાછો બબડયો.

"આજ દશજ મહિનામાં આપણે માલિકોની કતારો સામે કતારો ગોઠવી છે, માલિકના ઘા સામે ઘા વીંઝયો છે, માલિકનાં વરદાનવાળાં બકતરો ને ટોપ ચીરી નાખ્યાં છે, માલિકનાં દેવદેવી-ઓના પહાણુના ચૂરા બોલાવ્યા છે, માલિકનાં ત્રણ નગરની કિલ્લે-બંધીઓપર આપણાં નિશાન ફરકાવ્યાં છે...આપણી ગુલામીની સાથોસાથ આપણા મગજમાંથી ગુલામીની દુનિયાના ખ્યાલ પણ ભૂલવા પડશે...જેવો સંહાર આપણે બહાર કરવો પડે છે તેવો જ સંહાર આપણે આપણી અંદર હરરોજ કરવો પડશે, આપણા માથા-માંથી જુની દુનિયાના ખ્યાલનાં જડીયાં ચૂંટી નાખવાં પડશે." સ્પારટેકસ બોલ્યો.

"એ જડીયાં...માથાના વાળ જેવાં ચૂંટાવાં સહેલાં નથી, સ્પેર્ટે-

ગોસ......" સ્પારટેક્સની ડાબી બાજુએ ચાલતી એલપીનીસનો અવાજ આવ્યો.

"બરાબર છે...અને આપણે માનીએ છીએ તે બધું જડીયાં નાં ય હોય... ..."

"ને હોય પણ ખરાં..." એલપીનીસ હસી.

"જો ઘસાઈ જાય તો ઠીક છે...જડીયાં જો જડીયાં જ હોય ને નવી દુનિયાના મારગમાં આડે આવતાં હોય તો...તેને ચૂંટી નાખવાંય પડે...જ્યારે નવી દુનિયાની આઝાદ ટુકડીઓ કૂચ કરતી હોય ત્યારે...જડીયાં ઘસાઇ જાય ત્યાં સુધી બેસી પડાતું નથી... કૂચ અટકાતી નથી...જડીયાં જાંખરાં ચૂંટી કાઢતાં લોહી ઝરે ખરૂં ...પણ એજ ઉપાય હોય છે... ..."

"ગળે ઉતરે છે ગેનીકસ?"

"ગળે તો ઉતરે છે, પેટ સુધી પહોંચે છે, પણ હજમ થતી નથી...મને એકલાને નહિં, આપણી સેનામાં એવા ઘણા છે... ..."

"ને આપણી ફરજ છે કે આપણે તેમને ... ..."

"સ્ટ્રેટેગોસ!" સ્પારટેકસ પૂરૂં કરે તે પહેલાં એલપીનીસની ચીસ સંભળાઈ. એલપીનીસ ઘોડાને અટકાવી થંભી ગઈ હતી, અને જીનપર વેદનાને દાબતી, બંન્ને પગ એકબાજુ લટકાવી હોઠ કરડતી હતી.

સ્પારટેકસે ઘોડાને ફેરવ્યો. કલીઓન અને ગેનીકસ પાછળ ચાલ્યા.

"મારૂં બક્તર કાઢી લે, ...મારૂં બક્તર." એલપીનીસ ઘોડા પરથી ઉતરી પડી.

સ્પારટેકસ બકતર ઉતારી રહ્યો.

"મને ભયંકર પિડા થાય છે, સ્પારટેક્સ, ...મને પ્રસવ થાય છે...મેંય ભૂલ કરી, મને આવી ખબર નહોતી...મને ખૂબ દુઃખ થાય છે." એલપીનીસ બેસી પડી.

"ગમે તેટલું ડહાપણ હોય તોય...કારણ કે તું સ્ત્રી છે." ગેનીકસ મનમાં બબડ્યો.

ઢગલો થઇને બેસી પડેલી સ્ત્રી તરફ એક પળવાર ત્રણે જણ જોઈ રહ્યા.

"સ્પારટેકસ, કલીઓન...મને ભલે વેદના થાય, મને મૂકીને જાવ ...મારા બાળકને મારે તરછોડવું નથી...મારા માલિકની આટલાં વરસ ગુલામી કર્યાં છતાં મેં તેનું એકે બાળક થવા નથી દીધું... મારી અંદરની આગને જલતી રાખી તેનાં બધાં બીજને બાળી નાખ્યાં છે...પણ આટલો વખત...તમે આગળ જાવ."

"આપણી સેનાને અટકવાનો હુકમ આપું..." ગેનીકસ જોઈ રહ્યો.

"ના, ગેનીકસ...હું અને કલીઓન પણ આપણી લડાઇના અવાજોમાં ભૂલી ગયા હતા કે એના બકતર નીચે એલપીનીસ સ્ત્રી છે... એને સ્ત્રીની છૂટ ભલે મળે, એલપીનીસ અટકશે...આપણે આગળ કુચ કરીએ છીએ."

"અહીં પાસેજ આપણી એક ચોકી છે...હું જાઉં...આપણી ગરશોમની સ્ત્રીને એની સાથે રાખું·અને..."

"બસ, બસ, જા બોલાવ...એટલી પૂરતી છે" સ્પારટેકસ ઘોડાપરથી ઉતરી એલપીનીસ પાસે બેઠો.

થોડીવારે એલપીનીસ ઢળી પડી. એની આંખે અંધારાં આવ્યાં એને એક ઘડી, અનેક કલાકો જેટલી લાંબી લાગી. એના પેટમાં જાણે અનેક યુગોથી ઉંઘવા પડેલું જીવન જાગી ઉઠયું હતું. એણે આંખો ફાડી સામે બેઠેલા સ્પારટેકસ સામે જોયું. એના ગાલપર આંસુની ધાર ટપકી જતી હતી. એને આખે શરીરે પરસેવો થઇ ગયો હતો...સ્ટ્રેટેગોસ, એણે આંખો ચમકાવી કહ્યું: "મને હવે ઠીક છે...પ્રસવ થઈ ગયો...ગેનીકસ તું આડો થા..."

"સ્ટ્રેટેગોસ..." એ ધીમેથી બોલી રહી: "મારાં કપડાંના પડદાની નીચે તારૂં-મારૂં બાળક...તારી છરી કાઢીને, મારી સાથેની એની દોરી ધીમેથી કાપી નાખ...ધીમેથી" સ્પારટેકસે એલપીનીસમાં માતા દેખી.

સ્પારટેકસે કપડાના પડદા પાછળથી બાળક કાઢયું ને એલપીનીસના હાથમાં મૂકયું.

બંન્ને એક પળવાર શરમાયાં, બીજી પળે બાળકની જેમ હસી પડયાં.........

"ગેનીક્સ, જો તો........" અત્યાર સુધી આડું ફરી ઉભેલા ગેનીકસને સ્પારટેકસે બૂમ પાડી.

ઘોડાને ઉભો રાખી, ગેનીક્સ દોડતો આવ્યો ને જોઈ રહ્યો. "છોકરો છે, છોકરો" એણે શોધ કરી.

"મારા જેવો છે" એલપીનીસે બૂમ પાડી.

"ના, મારા જેવો......પાછળ પડી જાય કે એકલો રહી જાય તોય રોઇ પડે એવો નથી." સ્પારટેકસે એલપીનીસના ગાલપર ટપલી મારી, "આ આવે...." કલીઓન એક ઘોડેસ્વાર બાઇ અને એક સૈનિક સાથે આવતો હતો. બાઈ પાસે એક પોટકી હતી.

"કલીઓન દેખ........" સ્પારટેકસે બૂમ પાડી, કલીઓન અને પેલાં બેજણ પાસે આવીને દેખી રહ્યાં, એલપીનીસના હાથમાં બાળક રડતું હતું.

"આ પોટકીમાં શું છે?" એલપીનીસે બાઇને પૂછ્યું.

"એણે બંધાવ્યાં.......સુવાવડનો સામાન."

"વાહરે........સ્ત્રીજાતને ધિક્કારનારો આયા બન્યો લાગે છે." એલપીનીસ હસી પડી.

"આ બંન્ને જણ પાસેની ચોકીમાં......." કલીઓન કહેતો હતો.

"અને આપણે જઇએ." સ્પારટેકસે ઉડીને ઘોડાની લગામ ખેંચી.

"હા." એલપીનીસે ડોક હલાવી અને ઉમેર્યું:

"સ્ટ્રેટેગોસ, હું આવી પહોંચું ને... ...ત્યાં સુધી જાળવીને લડજે."

ત્રણે ઘોડેસ્વાર થોડીવારમાં જ દૂર નીકળી ગયા. પાછળ રહેનારાં ત્રણ જણ દૂરદૂર જોઈ રહ્યાં.

## પ્રકરણ ૧૬ મું.

### પથરાતા પડછાયા.

એક કરાડમાં બે જણુ સુતા હતા. બેમાંનો એક મોટા માથાવાળો, લાલ વાળવાળો ને જાડા પગવાળો હતો તે લાંબો થઇને સૂતો હતો અને ઘસઘસાટ ઉંઘતો હતો. બીજો પાતળો, ઉંચો અને લાંબા નાકવાળો તથા અણિદાર આંખોવાળો હતો, તથા જાગતો બેઠો હતો અને ચારેબાજુ અંધારામાં આંખો ફેરવતો, ઝીણામાં ઝીણો અવાજ સાંભળવા કાન માંડતો હતો. પેલા ઉંઘતાને એ થોડી થોડી વારે ઢંઢોળતો હતો અને કહેતો હતો:

"કેવો ઘોરે છે! જરાક અવાજ ઓછો કર નહિ તો માલિકો સાંભળશે."

પછી પેલો ઉંઘતો ઉઠયો અને મોંઢાપર જોરથી હાથ ઘસતો જોઇ રહ્યો. ઉઠનારના એક ગાલપર ગુલામી દશાનો ડામ હજુ જેવો ને તેવો તાજો દેખાતો હતો.

"થોડું ખાઈ લઇએ, કેસટસ! અને પછી નીકળીએ, અંધારૂ થવા આવ્યું છે કેમ!"

"આજે તો આખો દિવસ પીસોની છાવણીમાં ધમાલ વધતી રહી છે. નવું લશ્કર લઇને થોરેનીયસ આવી પહોંચ્યો લાગે છે. ગઇ કાલે પકડાયલા સ્કાઉટે ખબર આપ્યા પણ અધૂરા......આજ રાતનો કોઈ માલિક બચ્ચો હાથ ચઢી જાય તો ખબર લઇને દોડી જઇએ."

"હા, હવે બહારજ નીકળીએ ને લપાતા છૂપાતા......"

"તૈયાર થા, ને તારી આંખમાંની ઉંઘને મસળી નાખ."

કેસટસ ઉભો થઇ ગયો ને સાંભળી રહ્યો: "કોઈ વાત કરે છે!"

(૨)

**પીસરમથી** આગળ એક સો માઇલ સુધી દક્ષિણમાં ગુલામોની સેના આગળ વધી ગઈ હતી. સ્પારટેકસ બધા નાયકો સાથે દરરોજ મસલત કરતો હતો ને વ્યૂહ રચતો હતો.

"દરિયા કિનારા તરફની ટેકરીઓ અને કરાડોમાં પીસોનું લશ્કર ગોઠવાય છે. તે ત્યાં જમા રહેશે, ને પીસો ત્યાંજ રહેશે." સ્પારટેકસની છાવણીમાં એક જાસુસ સમાચાર આપતો હતો.

"અને કેસટસ ક્યાં?"

"કેસટસ આવી પહોંચતો હશે. વધારે સમાચાર મેળવવા રોકાયો છે ને મને રવાના કર્યો."

બીજા દિવસની મધરાતે કેસટસ આવ્યો અને સ્પારટેકસને જગાડીને સમાચાર આપ્યા.

"થોરેનીયસ સત્તરમી કતાર લઇને આવી પહોંચ્યો છે. કેવળ

પશુ છે પશુ. પીએ છે, સ્ત્રીઓ સાથે ગેલ કરે છે, ખડખડાટ હસી પડે છે, જાંઘ જોરથી થાબડે છે અને આખલાની જેમ ગર્જના કરે છે, રાક્ષસી કદવાળો દેખાય છે, મોટી તરવાર એ ફેરવે છે."

"સત્તરમી કતારનો એ સરદાર છે ?"

"હા, પીસો પછીનો એ પહેલો સરદાર. પીસો દરિયા કિનારેજ છૂપાઈ રહ્યો છે. થેરેનીયસ અને એના હાથ નીચેના બીજા બે છે એક નોલા અને બીજો ઝોલા. સત્તરમી કતાર ત્રણ ભાગમાં વહેંચાઈને કૂચ કરે છે. ત્રણ લશ્કર ત્રણ રસ્તે કૂચ કરે છે, બધા રસ્તા આપણા તરફ દક્ષિણમાં આવે છે. મૂખ્ય હલ્લો થેરેનીયસ કરશે, નોલા અને ઝોલા બન્ને બાજુથી આવી પહોંચશે. હારીએ તો નાસીએ ત્યારે દરિયા કિનારા સિવાય બીજો માર્ગ ન રહે અને ત્યાં ઉંબરામાં મહાસેનાની પીસો બેઠો છે."

"ત્રણે પાસે કેટલાં હશે ?"

"થેરેનીયસ પાસે દશ હજાર અને એની બે પાંખો બબ્બે હજારની. થેરેનીયસ આપણાપર હલ્લો કરે ત્યારે એની પાંખો વચ્ચે એને એક કલાકનું અંતર રહે એવી ગણતરી છે તથા વધારાનું લશ્કર પીસો મોકલ્યા કરે. એની પાસે બીજા પંદર હજાર ઘોડેસ્વારો અને એક હજાર ગોફણીયા ને તિરંદાજ તૈયાર છે."

"આ લડાઈ ભયંકર બનવાની." સ્પારટેકસની આંખમાં સાપ નાચી રહ્યો.

"થેરેનીયસનો રસ્તો કયો ?"

"પાપા પર્વતમાળની હારે હારે."

"આપણે આવ્યા એજ રસ્તે."

"હા."

"અને એલપીનીસને મૂકી છે એ જ રસ્તાપર ?" સ્પારટેકસના ચહેરાપર ચિંતા પથરાઈ ગઈ.

"હા, પણ એ ચોકીથી આઠ માઇલ દૂરથી એનો રસ્તો આપણી પાછળ ફંટાઈ જશે ને લાંબો થશે."

"પણ ચોકી ને આપણી વચમાં તો..." સ્પારટેકસ તાકી રહ્યો.

"ચોકી બરાબર પીસટમ ને આપણી વચમાં છે. બન્ને બાજુએ પચાસ માઇલ."

"અને પેલો આગળ વધે છે......થોરેનીયસ."

"હા."

સ્પારટેકસ ઉંડી ચિંતામાં ગરકાવ થઇ ગયો.

"કોઈ જાય તો......એલપીનીસને......" કેસટસ બબડયો.

"કોઇ કોણ જાય! અને સાથે એકહજાર પણ લીધા વિના જાય તો થાય પણ શું? આપણાપર ત્રણ તરફથી હલ્લા આવે છે ત્યારે... કોઈ નહિ જાય,......જે થાય તે થા......"

કેસટસ સ્પારટેકસની આંખમાં ભયંકર દુ:ખ અને નિશ્ચય જોઈ રહ્યો.

"તું જા, અને આપણા બધા નાયકોને ભેગા કર, આપણે માલિકોનાં ત્રણ લશ્કરોને ત્રણ મોખરાપર છૂટાં છૂટાં મ્હાત કરવાં પડશે, એકઠાં થાય તે પહેલાં. અને હીંફટાને એકદમ મોકલી, આપણા વ્યૂહ દોરવા પડશે. જા જલ્દી."

કેસટસ જવા ફર્યો. સ્પારટેકસ બબડતો હતો.

"થોરેનીયસ સામે બાર હજાર લઇને હુંજ......"

નાયકોની સભા મળી અને છૂટી પડી.

સવાર પહેલાં ઉપડી જવા માટે બધા તૈયારી કરતા હતા.

"ગરશોમ મારો ઘોડો!" સ્પારટેકસને ઉંઘ નહોતી આવતી એલપીનીસના વિચારે એના મગજમાં કદી નહિ થએલો એવો થડકાર જન્માવ્યો હતો.

ગરશોમ મહાસેનાનીનો ધોળો ઘોડો લઇને તૈયાર ઉભો.

બક્તરમાં સજ્જ થએલો નવી દુનિયા રચવાના કોડવાળો ગુલા-

મોનો સેનાની આજે અતિમહાન લાગતો હતો. એ બહાર નીકળ્યો અને ઘોડાપર ગોઠવેલી મોટી ફરસી તથા વધારાની લાંબી તરવાર તપાસી જોઈ, પછી એણે એક બાવડામાં પગ ભરાવ્યો ને છલંગ મારી. એનાં માથામાં એનો અવાજ ભયંકર કોલાહલ મચાવી રહ્યો.

"એલપીનીસ માટે કોઈ નહિં જાય......જે થાય તે થા."

અને એના બે હજાર બહાદૂરોના કૂચના અવાજમાં અને ઉડતી ધૂળમાં ગુલામોનો સેનાની એલપીનીસને ભૂલી ગયો. એની આંખ સામે થોરેનીયસ દેખાતો હતો અને એની સાથે કૂચ કરતો ગરશીમ ઉંડા વિચારમાં ગરકાવ હતો.

"નોલાને જુડીથ ઝડપશે, ઝોલાને ગેનીકસ ઝાપટશે ને કલીઓન એના દશ હજારને પીસોની પીઠપર દોડાવશે અને સ્પારટેકસ!" એ ભયંકર, શાંત અને સુંદર સેનાનીને એની પડખેથી જોઈ રહ્યો. એની કિંમત આંકવાનું એ ભૂલી ગયો. એના હોઠ ફફડ્યા: "જેહોવાહ.... જંગલનો, ઝંઝાવાતનો, પડતી વિજળીનો, ફાટતા જ્વાળામુખીનો ભગવાન.........એના બાવડામાં ને મારી આ તરવારમાં." એણે ચાલતે ઘોડે આંખો મીંચી એક પળવાર ધ્યાન ધરી લીધું.

## પ્રકરણ ૧૭ મું.

## મરણની ગુફા.

"આપણે ચોકીની પાસે આવતા જઈએ છીએ." ગરશોમ ચોકીથી બીતો હોય તેમ બોલતો હતો.

"કેટલી દૂર……" સ્પારટેક્સની આંખ હવામાં લોહી દેખતી હતી.

"લગોલગ……એકાદ માઈલ."

બન્ને એક પળવાર ચૂપચાપ ચાલ્યા. ભયાનક શાંતિમાં સ્પારટેક્સનો અવાજ અથડાયો. "ગરશોમ ખુશીના બજાવ આપણા આખા લશ્કરને અટકાવી દે. આપણે એકલા જઈ આવીએ."

ગરશોમે સેનાપતિનું ફરમાન ગાલ ફૂલાવીને ફૂંક્યું.

"એ શું સંભળાય છે!" સ્પારટેકસે ચમકીને લગામ ખેંચી.

"એ તો ઘોષ છે, પાસે ખડકમાંથી પડે છે."

"મેં જાણ્યું એલપીનીસે ચીસ પાડી." સ્પારટેકસ ભયંકર હસ્યો.

"અને પેલું......!" એની આંખ સામે એક ગોટણભર પડેલું શબ દેખાયું. પાછો સ્પારટેકસ અટકયો. ગરશોમ ઘોડાપરથી કૂદ્યો અને શબપર બેઠેલી માખીઓ ઉડાડતો શબનું મોઢું જોઈ રહ્યો.

"આપણો આદમી છે......પેલો બીથીનીયન."

"આયોલા?" સ્પારટેકસે બૂમ પાડી, "એલપીનીસની રખવાળી કરવા મૂકયો તો તે?"

"તેજ આયોલા." ગરશોમનો અવાજ ભારે થઇ ગયો.

સ્પારટેકસે એડ મારી, ઘોડો દોડાવ્યો. ગરશોમે પણ લગામ ખેંચી. બન્નેના મગજપર જાણે ઘંટીનાં પડ ગોઠવાઇ ગયાં.

"એની......આયોલાની પીઠમાં પીલમથી પાડેલું મોટું કાણું છે, ખરૂં ના?"

પાછો સ્પારટેકસ બોલ્યો.

"હા." ગરશોમે ગળુ ખંખાર્યું. "પેલી દેખાય ચોકી......" અને અહાવરો જોઈ રહ્યો.

"થોરેનીયસ અહિંથી જ પસાર થયો છે...." પાછો સ્પારટેકસ બબડયો અને પછી ભયંકર હસી પડયો. ગરશોમ સેનાની તરફ અજાયબીથી જોઈ રહ્યો.

"ગઈ કાલે આપણે થોરેનીયસને ભીડાવ્યો, ગઈ રાતના આપણે એનાં ત્રણ હજારને ઉંડી કરાડમાં ગબડાવી દીધાં ને ત્યારે આપણે તેને મરણની ગુફા કહીને હસતા હતા. મને તે ગુફા બિહામણી લાગતી હતી, તેથી પણ આ ચોકી......જ્યાં આપણે જઈ રહ્યા છીએ.... તે વધારે બિહામણી લાગે છે."

"પેલી દેખાય......" ગરશોમે ચારે બાજુ ફરતા કોટવાળું

પત્થરનું મકાન બતાવ્યું. "પહેલાં અહિં ચારસો ગુલામનો માલિક જમીનદાર રહેતો હતો." મકાનને દરવાજે બન્ને ઘોડેસ્વાર અટક્યા અને ઉતર્યાં, દરવાજો ખૂલ્લો હતો.

રસોડામાંથી ધૂમાડાની સેર નીકળતી ન હોતી, અંદર કોઈ પગરવ સંભળાતો ન હોતો.

બન્ને જણે અંદર ગયા વિના અંદરનો પાર પામી લીધો.

આંગણામાં આરસનાં પુતળાં એક ફુવારાની આસપાસ ઉભાં હતાં. હરમીસનો દિકરો, એક જલ આસરા સાથે આરસમાં ક્રિડા કરતો હતો.

સ્પારટેકસનો એ બધાં ભયંકર ઉપહાસ કરતાં હોય તેમ એને લાગ્યું.

અને એણે બારણાને લાત મારી.

બારણું ભયંકર શાંતિમાંથી અવાજ ચીરતું ઉઘડી ગયું, અને બન્ને જણ અંદર પેઠા.

સ્પારટેકસે એક મોટી બૂમ પાડી. એના બાળકનો રડવાનો અવાજ સાંભળવા કાન દીધા.

એના કાનમાં એનોજ અવાજ ભયાનક પડઘો બનીને પેઠો, એ પહેલીવાર વિંધાયો.

"ગરશોમ તારી......પણ" મહાસેનાનીના ગાલપર આંસુની ધાર વહેતી હતી.

"ગરશોમની ભયાનક નજરમાં આગ વરસી રહી. એણે દરેક ઓરડાનો ખૂણેખૂણો શોધી નાખ્યો.

ને સ્પારટેકસ પાસે આવી મોટું માથું હલાવ્યું.

"પાછા ચાલો, સ્ટ્રેટેગોસ, એલપીનીસ ગઈ......"

"પણ એણે મરતાં મરતાં......એનો છેવટનો અવાજ......!" સ્પારટેકસ બાળકની જેમ જોઈ રહ્યો.

"આપણને કોઈ સંભળાવશે નહિં." એણે પાછું માથું હલાવ્યું.

"હું સંભળાવીશ......નહિં તો હું જીવ શું કામ ઝાલી રહું...? મને ખાત્રી હતી સ્પારટેક્સ આવશે ને......"

"તું કોણ......?" સ્પારટેક્સ ઉભો હતો તે ઓરડાના અંધારા ખૂણામાં થોડાંક કપડાંમાં લપેટાયલું એક જીવન સળવળતું હતું; અને એનો ઘવાયલો હાથ ચાટતું એકું થતું હતું......

"તું......તું કોણ......?" પોતાની જીભે પોતાના ઘા ચાટતી આકૃતિ તરફ સ્પારટેક્સ દોડયો.

"હું તારો જૂનો ચોકીદાર, એઇલું...મારૂં આખું શરીર ઘવાઈ ગયું છે...મેં એલપીનીસને જોઈ હતી....કહેતી હતી....મારા સ્પારટેક્સને માથે હાથ ફેરવનાર કોઈ......ઘાગ્રું ગરમ રહે છે." પેલી આકૃતિ શ્વાસ ખાવા અટકી—

"ને...પછી...તું પાછો જા, સ્ટ્રેટેગોસ......" એક ભયાનક હસવાનો અવાજ એના કાનમાં તેલ રેડી રહ્યો, "પચીસ પથારીઓમાં એ ચુંથાઈ ગઇ."

"અને ?" ગરશોમે ચીસ પાડી.

"તે પણ..." પેલો અવાજ બોલ્યો અને હસ્યો, "માલિકોની વિલાસની ભૂખ....કેવી ભયંકર...." બોલતો એ થાકી ગયો ને પાછો ઘા ચાટવા નીચો વળ્યો પણ લથડી પડયો. અવાજ મરણ પામ્યો હતો.

બન્ને જણ આરસમાં કોતરાયા હોય એવા ઠરી ગયા. બન્નેના કાનમાં પેલો મરણનો હોય એવો અવાજ હજુ થડકતો હતો, "તું પાછો, જા, સ્ટ્રેટેગોસ....."



## પ્રકરણ ૧૮ મું.

### લેવીનીઆ.

"ધાર્યા કરતાં વધારે વખત ગયો છે, હવે આટોપી લો." ક્લીઓન એમીલ તરફ ફરીને એના તંબુમાં બોલતો હતો.

"પણ કામ સધાઈ ગયું ને! પશ્ચિમ તરફ આટલા આગળ વધીને દરિયા સાથે સમાંતર દોડતો ઉત્તરથી જતા વેપારીઓનો માર્ગ આપણે જીત્યો છે."

"હા, પણ પીસો ત્યાંથી ખસે તે પહેલાં જ....તું તૈયારી કરાવ આપણે આજ સાંજે જ ઉપડી જવું જોઇએ અને સાંજ તો આ દેખાય." ક્લીઓન તંબુના બારણામાંથી આથમતા સુરજ તરફ તાકી રહ્યો.

"ને આ કોણ આવે છે!" એને દૂરથી આવતું એક ટોળું દેખાયું. ટોળાની આગળ એક ઘોડેસ્વાર દોડતો આવતો હતો. કલીઓને એને ઓળખ્યો અને એની અજાયબીનો પાર ન રહ્યો, એણે બૂમ પાડી: "ગરશોમ એકાએક!"

એમીલ પણ આશ્ચર્યથી જોઈ રહ્યો.

થોડીવારે ગરશોમ આવી પહોંચ્યો. "હું આવ્યો છું ને જાઉં છું." એ હાંફતો બોલ્યો:

"જવા આવ્યો છે, મુરખ?" કલીઓન હસ્યો. "વાત તો કર, તું કેમ......!"

"એ સંદેશા લાવ્યો છું." પાછો ગરશોમ ઘોડાપરથીજ ઉતાવળો બોલ્યો:

"બોલી નાખ." કલીઓન જોઈ રહ્યો.

"થેરેનીયસ મરાયો છે, એની સેનામાં બે હજારજ નાસી ગયા હશે, બધા મરાયા છે, સ્પારટેક્સ કિનારે કિનારે કૂચ કરે છે, પીસો પર એય આવી લાગશે, તમે એકદમ નીકળો, અને બીજું" એ શ્વાસ ખાવા થંભ્યો.

"જુડીથ પાપાપર્વતની છેલ્લી ટૂંકપર ઘેરાઇ ગયા છે. નાસવાનોય માર્ગ નથી, એની કતાર કપાતી જાય છે....હું જઈ પહોંચ્યું છું, એની કુમકે, એક હજાર સાથે......"

"તે ક્યાં છે? એક હજાર."

"કૂચ કરે છે, હું જઇ પહોંચ્યું છું." એણે લગામ ખેંચી.

"બીજું કંઈ?"

"બીજું......!" એ એક પળ અટક્યો. "બીજું કંઇ નહિં... એલપીનીસ અને એનું બાળક અને મારી......બધાંય" એની છાતી ભરાઇ આવી.

"હેં!" કલીઓને આઘાત અનુભવ્યો. ગુલામ બન્યા પછી પહેલી વાર એનું દિલ સ્ત્રી માટે દ્રવી ઉઠયું.

"પેલા પાછળ આવે છે, વેપારીઓના માલ ભરેલી વણઝારોને ઘેરતા અને એક સ્ત્રીને પણ લઈ આવે છે દોરથી બાંધીને ઘસડતા... હું જાઉં છું." બોલતાં એણે ઘોડાને એડ મારી.

થોડીવારે કલીઓનના તંબુ પાસે પેલું ટોળું આવી પહોંચ્યું. ટોળાના દરેક જણે વેપારીઓની મશકો કાઢીને દારૂ પીધો હતો, અને લ્હેરમાં આવીને મોટેથી વાતો કરતા આવતા હતા.

"એમીલ, જા એમને કહે કે જે લૂંટાયું હોય તેની વ્યવસ્થા કરે, વેપારીઓને કેદ કરી આપણા આ રસ્તાપરના મુખીને સોંપી રાખે, અને પકડાયલી સ્ત્રીને......મારે સ્ત્રીનું કામ નથી, જા."

એમીલ ચાલ્યો ગયો.

અને થોડીવારે સળગતી મશાલ લઈ કલીઓનના તંબૂપર આવ્યો.

"કોણ એમીલ! બધી કૂચ કરવાની તૈયારી થઈ ગઈ?" કલીઓને અવાજ ઓળખી અંદરથીજ પૂછ્યું:

"થઈ ગઈ......અને..." બોલતો એમીલ અંદર દાખલ થયો. એની પાછળ મશાલની નાચતી જ્યોતમાં નાચતા પડછાયાવાળી એક સ્ત્રી ઉભી હતી.

"અહિં કેમ આણી?" કલીઓને પૂછ્યું.

"કહે છે કે હું તમારા સરદાર વિના કોઈ સાથે વાત કરીશ નહિ."

"બોલ વાત કર," કલીઓન મશાલ નીચે આવી ઉભો. સ્ત્રી એક ડગલું આગળ આવી. એલપીનીસને જોયા પછી બીજી વાર એણે સ્ત્રીની રમ્યમૂર્તિ નજર આગળ ખડકાયલી દીઠી, અને બીજી વાર એણે રોમાંચ અનુભવ્યો. સામે ઉભેલી સ્ત્રીનું રોમન શરીર પડછંદ પ્રતિભા પાડતું, અંગેઅંગમાંથી મોહકતા વરસાવી રહ્યું.

"રોમન છો?"

સ્ત્રીએ મગરૂરીમાં ડોક હલાવી, અને એની ઉંચી ડોક પાછી ઉંચકી લઈ ભમરને સમતોલ કરી, વિશાળ આંખો જરાક વધારે

વિશાળ કરી શાંત ઉભી રહી. કલીઓનને મહાત થવાનું અપમાન લાગ્યું.

"તને બીક નથી લાગતી, અમે તને......" કલીઓને કરડાકીમાં પૂછ્યું.

"ના, કારણ કે,...... હું કોસીનસની સખી છું અને તે મરાયા પછી મને એકજ મન છે, સ્પારટેકસને મળવાનું, તમે તે છો?"

"ના, તારૂં નામ?" કલીઓને હોઠ દાબી પૂછ્યું:

"લેવીનીયા."

"સ્પારટેક્સને તારૂં કામ નથી." કલીઓને ઠંડી નજર નાખી કહ્યું:

"પણ મારે એનું છે." પાછી પેલી સ્ત્રી દમામથી બોલી. કલીઓને પરાભવ અનુભવ્યો.

"અમારે સ્ત્રીઓનું કામ નથી, તને અહિંજ અમારી ચોકીપર..."

"તો હું જીવીશ નહિ." સ્ત્રી ભયંકર હસી, "અને રોમની માલિકોની સરકારની માહિતિઓ તમને મળશે નહિં."

"તું જાણે છે?"

"ઘણું......હું રોમની દરબારણ......"

"ભલે મારી સાથે....." કલીઓન બબડયો.

"ક્યાં?"

"જ્યાં પીસો પથારી પાથરીને પડયો છે,......દરિયા કિનારે."

"પણ......"

"સ્પારટેકસ પણ ત્યાંજ આવે છે."

"મને છૂટી કરશો?"

"એમીલ એને છૂટી કર." કલીઓને હુકમ કર્યો.

લેવીનીયા છૂટી થઇને ઉભી અને બોલી.

"અને તમારી સાથેજ મને ઘોડો આપશો?"

"હા."

"અને રસ્તે હું તમારી સાથે રોમન સરકારના વ્યૂહની કશી જ વાત કરીશ નહિ" પાછી લેવીનીયા બોલી:

"કેમ?" કલીઓને આંખો ઉંચકી.

"કારણકે સ્પારટેકસ વિના તે કોઇને નહિ કહેવાનો મારો નિશ્ચય છે."

"ભલે." અને કલીઓને એમીલને કહ્યું:

"એમીલ કૂચ કરવાનું ફરમાન ફુંક અને મારા ઘોડા સાથે એક લેવીનીયા માટે......"

કલીઓનની છાવણીમાં ખુશીના ફૂંકાયું. તૈયાર ટૂકડીઓએ લગામો ખેંચી.

મોખરે કલીઓન અને એમીલ સાથે પેલી સ્ત્રી પણ કૂચ કરવાની હતી.



## પ્રકરણ ૧૯ મું.

### જૂનાં મિત્રોનું મિલન.

પૂર્વદિશા તરફ ગરશોમ એના એક હજાર લડવૈયા સાથે ઉતાવળી કૂચ કરતો હતો. જુડીથના વિચારે એને ભયભીત ને મરણીયો કરી મૂક્યો હતો. એને એના ભાઈ અને પોતાની વચ્ચે પડેલા અંતરને એક કૂદકે કૂદી જવાનું હતું. એ એકજ વાર અટક્યો હતો અને આખી કતારને પોતાની ઢાલપર માથું ટેકવી ચાર કલાક જ ઉંઘવાની રજા આપી હતી. શિયાળો શરૂ થઈ ગયો હતો તોય તાપણી સળગાવી શકાય તેમ હતું નહિં; કારણકે થોરેનીયસના નાશ પછી નાઠેલા બે હજાર રોમન સિપાઇઓનું કોઈ ટોળું દેખી જાય તેની

એને બીક હતી. જુડીથને બચાવવા મળેલા એક હજારમાંથી એને એક પણ ગુમાવવું નહોતું.

અને દક્ષિણ તરફ કલીઓનની જંગી સેના આગળ વધતી હતી અને મધરાત પછી મુકામ નાખી આરામ કરવા પડી હતી. ત્યારે કલીઓન એના તંબૂ પાછળ થતા કોલાહલથી ઝબકી ઉઠયો. એક બે સળગતી મશાલોમાં એણે આઠ દશ આદમીઓને એક સ્ત્રીપર હુમલો કરતા દેખ્યા.

સ્ત્રીના ગળાની આસપાસ એક હાથ વિંટળાઈ વળ્યો હતો અને બીજા બે જણ એને નીચે નાખવાને જોર કરતા હતા.

કલીઓન બહાર નીકળીને અટકીને જોઈ રહ્યો.

"કલીઓન, કલીઓન......" પડતી સ્ત્રીએ બે બૂમો પાડી. કલીઓનના મગજમાં અવાજ ઓળખીતો તો લાગ્યો, કલીઓને છલંગ મારી અને બૂમ પાડી, "થોભો."

અચાનક આવી પડેલી આ અડચણથી પેલા ટોળામાં એક મુખ્ય જેવો માણસ થંભીને ભમર સંકોચી, દાઢીપર હાથ ફેરવતો જોઈ રહ્યો.

કલીઓન આવી પહોંચ્યો હતો. પેલી સ્ત્રી ઉભી થઈ ગઈ હતી, "એને છોડો." કલીઓને હુકમ કર્યો.

મશાલના અજવાળામાં ય પેલી જુવાન સ્ત્રીએ કલીઓનને ઓળખ્યો અને હવામાં ઉડતી હોય તેમ દોડીને કલીઓનને વળગી પડી, "કલીઓન, કલીઓન......"

કલીઓને એનું મોઢું બન્ને હાથે ધર્યું ને ઓળખ્યું. એની આંખમાં અચાનક ઉલ્લાસ આવી ગયો, એણે મોટી આંખો કરી બૂમ પાડી, "પોરા!"

"હા." છોકરીએ કલીઓનની બાથમાંથી છૂટી જઈ ઉમળકાથી ડોક હલાવી કલીઓનના બન્ને હાથ પકડી લીધા, આ ખેલ દેખી

પેલા આઠે જણાએ ચાલવા માંડયું હતું.

"ક્યાંથી આવી?"

"નુસેરીયાથી."

"માલિક......!" ક્લીઓનને છેલ્લો માલિક સાંભર્યો, "ગ્લોકેન?"

"આ છરીથી છેદી નાખ્યો......પથારીમાં જ......ગઈ રાતના મારો વારો હતો......" પોરાએ અંદરથી છરી કાઢી, "એના રસોડાની છરી છે...હું પછી રસોડામાંય હતી."

પોરા ક્લીઓન તરફ તાકી રહી. એનો ગૌર દેહ, કાળી ભમર આંખો, વિખરાયલા વાળ, ધબકતી છાતી, ઠીંગણો પણ જોરાવર બાંધો..." ક્લીઓન ધારી ધારીને જોઇ રહ્યો.

"પોરા...પોરા પણ તું અહિં કેમ આવી...હું તને..." ક્લીઓનની આંખમાં દુઃખ હતું.

"...તેથી શું? તારા રોમેરોમ ઉત્તેજના ભરી છે, હું તેને જગાડવા આવી છું, તારા માલિકો સામેના ઘામાં ધાર બનવા આવી છું, ક્લીઓન" પોરા ક્લીઓનના બન્ને હાથ પર જોર કરી એને હજાર નજરથી ચોંટી રહી, "મેં તારી સાથે પ્યાર કર્યો ને માલિકે તને...એ તું ભૂલી જા, મારે મન તું સંપૂરણ છે... ..."

"અને ખરમીશ ?" ક્લીઓનમાં જુની મમતા જાગતી હતી.

"ખરમીશ... ...?" પોરાની આંખની પાંપણો ભિંજાઈ; ખરમીશ ખપી ગઈ... ...એની સાથે બધાં મળીને એકાવનને નુસેરીયાના કિલ્લા બહાર વધસ્થંભપર... ..."

"કેમ ?"

"કારણ કે તે બધાં બળવો કરવાનું કાવતરું કરતાં હતાં એમ ગ્લોકેનને વહેમ ગયો હતો."

ક્લીઓનની આંખો એની બહેનની યાદમાં ટપકી પડી.

"નુસેરીયામાં કેટલી છે, માલિકોની ટૂકડીઓ ?" ક્લીઓને ગળુ ખંખારી પૂછ્યું:

"અગીઆર, દરેક એક સેંકડાની, ને કિલ્લેબંધી કરી છે, હું તો પાછલી બારીથી નીકળી નાઠી ને પાંત્રીસે માઈલ એક શ્વાસે.... રાતોરાત."

"પીસોને પૂરો કરીએ પછી વાત." કલીઓન બબડ્યો, "જો પેલો મારો તંબૂ અંદર જા ને આરામ કર, હું છાવણીમાં લટાર મારી આવું, એક ઝોકા જેટલા વખત પછી પેલો તારો ડૂબે કે તરતજ વખત થશે કૂચ કરવાનો."

"વહેલો આવજે." બોલતી પોરા ચાલતી થઈ.



## પ્રકરણ ૨૦ મું.

### રણવગડાના રાતારંગ

જુડીથ એક શિલાપર બેઠો હતો. એના પગ નીચે લીલોતરી પથરાઈ હતી, ખીણમાંની ટેકરીઓ એક બીજા પર ડોકાતી હતી. તળેટીપર એની આંખો કંઇ શોધતી હોય તેવી ફરી હતી.

એની પાછળ ગેરગેનસ પર્વતની ટુંક કોઇ ભયાનક પ્રતિમા ડોક નમાવીને દેખતી હોય તેવી લટકતી હતી. તેની પાછળ એ ટુંકની પીઠ સીધી દિવાલ જેવી નીચે ઉતરી જતી હતી. એની સામે દરિયો શાંત અવાજ કરતો હતો, જુડીથના કાનમાં અનેક અવાજ ઉભરાતા હતા. એ તેને દબાવવા દરિયાના અવાજપર આંખ ફેરવતો હતો.

એ અચાનક ચમકી ઉઠયો, એને એવું કોઈવાર નહોતું થયું. એની પાછળ એણે પગરવ સાંભળ્યો હોય એવું લાગ્યું. એણે એલપીનીસના સમાચાર સાંભળ્યા હતા, એને એલપીનીસનું ભુત યાદ આવ્યું. એક પળવાર એણે પાછળ જોવાની હિંમત ન કરી. હજુ એડ્રિએટીક નહિ થયેલા એવા સાગરપાર એણે નજરનો ટેકો દઈ પાછા ફરીને જોયું. એક ખીસકોલી મોઢું ઉંચકીને એને જોઇ રહી હતી. એ શરમાયો, અને એણે નીચેથી ઉપર ચઢતા એક જાસુસને દીઠો.

"કાસદ." એ મનમાં બબડયો. ઉપર ચઢતો આદમી એવી ઝડપથી ચઢતો હતો કે એને સામે દોડી જવાનું મન થયું પણ એ બેસી રહ્યો.

"આપણે ઘેરાઈ ગયા છીએ." પેલાએ બૂમ પાડીને સમાચાર તાકયા.

"કેવી રીતે?" જુડીથ ઉભો થઈ ગયો.

"સામે સાગર છે, પાછળ અંધારૂં પાતાળ છે, જમણેથી નોલા એક હજાર લઇને અને ડાબે પીસોએ બીજા ચાર હજાર લઇને..."

"લઇને શું?"

"આવી પહોંચ્યા છે. મેં મારી આંખે એમનાં માણસોને ગોઠવાતાં દીઠાં ને દોડયો આવ્યો છું."

"તો આપણી હરોળો ઉપર ચઢે એ જ ઠીકને?" જુડીથ એક પળવાર ગુંચવાઈ ગયો ને બબડયો "નીચે ઉતરશું તો પાંચ હજાર પંદરસોને બધી બાજુથી કાપી નાખશે, ઉપર રહીશું તો બેજ બાજુથી હલ્લા ખાળવાં પડશે ને......"

બોલતાં એણે જોરથી બુશીના ફુંકવા માંડયું.

થોડીજ વારમાં એની ટુકડીઓ ઉપર ફરતી દેખાઈ, એ થોડાક નીચે ઉતર્યાં ને ગોઠવી રહી.

"ફ્રીકસસ, તું જા, કેસટસ તુંય જા, જુદા જુદા રસ્તે લપાતા

છૂપાતા ચાલ્યા જાવ, સ્પારટેકસને ખબર આપો, જો ગરશોમ આવી પહોંચે તો......રાત અંધારી છે એટલે ઠીક છે...સાંજ સુધી ટકી રહેવાશે."

બે જણ જવા માટે ચાલ્યા ગયા અને નીચેથી હલ્લો લાવતાં દુશ્મનોનાં રણશીંગાં ફુંકાયાં.

"આપણે ઉત્તર બાજુજ વધારે જાળવવી જોઇશે, ત્યાંથી હલ્લો મોટો આવશે." જુડીથ ઉતાવળો આંક કાઢી રહ્યો. માલિકોની લોખંડી હરોળો સૌને નજરે પડી."

"ઘોડેસ્વારો ઉત્તર તરફથી આવશે......ને આપણાં ઘોડાં ઉતરતા ઢાળે હલ્લો નહિં ઝીલી શકે." એ ચિંતા કરતો જોઈ રહ્યો. ઉત્તર તરફની દુશ્મન હરોળો જોરથી આગળ વધતી હતી.

એણે નીચેથી ધૂમાડાના ગોટા આવતા દેખ્યા, અને તળેટીમાં આગના ભડકા દેખાયા.

"જોયા આપણા તંબૂ સળગે છે, હવે આપણે કશુંજ ગુમાવવાનું નથી......આપણે આજે એવા લડીએ કે આપણી કબરના રસ્તા-પરથી, આપણો સ્પારટેકસ નવી દુનિયા રચવા કૂચ કરી શકે." પાછો એ અટક્યો અને જોઈ રહ્યો. એક ભયંકર ત્રાડ એના જવાબમાં આગળ વધતી દુશ્મન હરોળોને ઘડીભર થંભાવી રહી.

અને તરતજ થોડાંક બાણ એમનાપર ઉડતાં આવ્યાં થોડીક ચીસો પડી ને થોડાક ઢળી પડયા.

"આપણી તરવારો ઘોડેસ્વારની પહેલી હરોળને પહોંચી નહિં શકે, ઉત્તર તરફની પાંચસોની પહેલી હરોળ ઘોડાનાં પેટપર એક સાથે ઘા કરે ઘોડેસ્વારને નહિં, પછી ઘોડાં ગબડશે એટલે આપણો બીજો ઘા તૂટી પડે, એટલે પહેલી હરોળ તરવાર તાકી ગોઠણભર..."

પાંચસો લડવૈયા ઘોડેસ્વારોનો પહેલો હલ્લો જીતવા ગોઠણભર થઈ ગયા.

"એની પાછળની હરોળ, વચમાં એક છલંગની જગા છોડી જમીન સાથે સૂઈ રહે અને હુકમ મળતાં ચક્કરગોળ પટા ખેલતી કૂદી પડે......બીજી હરોળ અઢીસોની જ છે પણ તેમણે તરવારનાં એવાં કુંડાળાં રચવાનાં છે કે તેમાં અઢીસો બાવીસોનો દાબ ઝીલે..."

વ્યૂહ ગોઠવાઈ ગયો, અને હલ્લો આવી પહોંચ્યો. ત્યારે સુરજ ગેરગેનસ પર્વતની પાછળ પાતાળી કરાડમાં ઉતરી પડ્યો હતો.

જુડીથ એના ઘોડાપરથી ત્રાડદેતો બન્ને હરોળોની વચમાં દોડતો હતો.

અને હલ્લો આવ્યો.

ગોઠણભર તરવારો એક તાનથી તાકી રહી અને પછી ભયાનક ચિત્કાર સાથે ઘોડાઓનાં પેટ ચિરાઈ ગયાં. માલિકોએ કદી નહિં જોએલા એવા ઝનૂનથી પાંચસો ગુલામોની પહેલી કતાર મરતા ઘોડા પર ચઢી ચઢીને લડી રહી. પહેલો હલ્લો વિંધાઈ ગયો હતો, પહેલા પાછળ બીજો હલ્લો આવ્યો અને ભુશાના ફુંકાયું. મોખરે જુડીથ હતો. અઢીસો શરીરો કૂદી ઉઠયાં ને તરવારનાં કુંડાળાં રચતાં તૂટી પડયાં. દુશ્મનની બીજી હરોળ વિખરાઇ ગઈને તળેટી સુધી ઉતરી ગઈ.

તરતજ માલિકોની ઉતરતી સેનાપર ઉપરથી બાણો ને ગોફણોના અવાજ ગૂંજી ઉઠયા. ઉપરથી ઉડતાં બાણ નીચે સાડાસાતસોમાંથી બસો માટીડા વિજળી થઇને ચઢતા હતા, મોખરે જુડીથ હતો. એનું બખ્તર ચીરાઈ ગયું હતું. એના માથાપરનો ટોપ પડી ગયો હતો. એની તરવારની અણિ ભાગી ગઈ હતી. એ માથાથી પગ સુધી લોહી ટપકતો હતો.

પર્વતની ચારેકોર અંધારૂ પથરાઈ ગયું હતું. ભયંકર શાંતિમાં એકલો મહાસાગર સ્મશાનસંગીત ગાતો હતો.

જુડીથે જીવતાંની ગણતરી કરાવી. એક હજાર જેટલા લડવૈયા હજુ બાકી હતા. "મળસ્કા સુધી ઘસઘસાટ ઉંઘો." જુડીથ એક હજારની વચમાં બેઠો હતો. એક રાતમાં ઘવાયલા સાજા થઈ જાવ.

રાત પૂરી થશે ને બીજો હલ્લો આવશે...ત્યાં સુધી સૌ આરામ કરે.''

પાછો એકલો જુડીથ મોડી રાત સુધી એક શિલાપર બેઠો બેઠો, અંધારા સાગરપર નિરાશ નજર નાખી રહ્યો. એને સાગરપર અનેક આકાર નાચતા દેખાયા, સૌની વચમાં એલપીનીસ હતી...એ એનાથી ભૂલાતીજ નહોતી. થોડી થોડીવારે ગેરગેનસ પર્વતની ટૂંક વરૂ બનીને બોલતી હતી, મડદાં માટે ચીચીયારી કરતી હતી. થોડી થોડી વારે ગેરગેનસની ટૂંક ચોકીદારોની સબ સલામતીની બૂમોથી પડઘી ઉઠતી હતી.

ગેરગેનસની ટૂંકની શિલાપર શિલા જેવો સ્થિર જુડીથ બેઠો હતો. એની આંખમાંથી ઉંઘ ઉડી ગઇ હતી. એનો દેહ અંધારામાં અંધારો બનીને ગેરગેનસની ટૂંક જેવો વિસ્તાર પામતો હતો, વિશાળ બનતો હતો ને જાણે યુગયુગથી કાળની ફાળ જોતો બેઠો હોય તેવો દેખાતો હતો.

એ કાળની ફાળ આજેજ આવી ઝડપી બની હતી. ફાળ ભરતી રાત પસાર થતી હતી., સવાર ફાળ ભરીને પાસે આવતું હતું......અને પછી...? એ દાંત કકડાવતો હતો.

વહેલી સવારનું બુશીના બોલ્યું ને એ બેઠો થયો. થોડીવારમાં એની આસપાસ એક હજાર શરીરોનો કોટ રચાયો.

એણે પડખેથી ઉડતા લાલ ઝંડાપર નજર નાખી.....અંધારામાં એને એ ઝંડામાંથી અનેક ફણિધરો ફૂંફડતા દેખાયા.

''જ્યાં નાતજાતનો ભેદ નથી, જ્યાં રંગરાગનો ભેદ નથી, જ્યાં ભૂમિનો ભેદ નથી,...જ્યાં માનવીનું એક લોહી સમાન વહે છે તે લાલી આપણા માથાપર ઉડે છે.''

એનો પ્રચંડ અવાજ મહાગંભીર બનીને ઘૂઘવતો હતો.

''એ ઉડે છે......આજે આપણે લોહી બનીને, આપણા લોહીને ટીંપે ટીંપે એને ઉડતો કરીને ગેરગેનસપર ગજબ કરવાના છીએ.

એ માટી ને પત્થરના ઢગલાએ હજારો...લાખ્ખો વરસથી જીવનનાં ઘણાં નાટક જોયાં હશે, આજે આપણે એવું રમશું કે એય આખો એના મૂળમાંથી નાચી ઉઠશે."

"આજે સાંજ પહેલાં સ્પારટેકસ તરફથી કુમક આવી શકશે નહિં, અને સાંજ સુધી આપણે જીવી શકશું નહિં."

"દોસ્તો, આજે મરણિયા બનીને આપણી પાછળ આવતી આપણી કતારોની આપણે પાંખ બનીશું......ને દૂર દૂર...મહાસાગર જેવા કાળપર કચડાતી માનવતાનાં ઉડણનાં પીછાં બનવા સવારનું ખુશીના બોલે ને ઝૂકી પડજો."

જુડીથનો અવાજ જંપ્યો અને ઉપર ડોકાતું શિખર એની કરાડ કરતાં માનવીનાં વધારે પાતાળી ભીતર જોઈ રહ્યું.

અને પછી ઊંડાણમાંથી ઉગતો હોય તેવો દરેક ઉગમે પ્રચંડ ભયાનક બનતો શબ્દ ગેરગેનસના એકેએક કણને કંપાવતો ઉપર નીચે ખળભળી રહ્યો.

"લીજીઓ લીબેરા... ...લીજીઓ લીબેરા......"

માલિકોની સેનાએ આકરી ઉધાનાં પડ ગબડતાં અનુભવ્યાં અને પથારીમાં આંખો અને મોંઢું મસળતી તે બેઠી થઈ ગઇ.

ઉગતા સુરજના પહેલા પ્રકાશમાં નીચેની રોમન ટુકડીઓ સળવળતી થઇ.

"એક હજારથીય વધારે નહિ હોય!" નોલા ઉપરની માનવતા પર ખડખડાટ હસતો હતો અને હુકમ આપતો હતો.

"જો સ્પારટેકસ હોય તો તેને જીવતો પકડવો."

ગુલામોની ટુકડીઓ થોડીક નીચે ઉતરીને ગોઠવાઇને તૈયાર ઉભી હતી.

પાછો પેલો રોમન સેનાની, ટોપની છાજલી ઉંચી કરી ઉપર દેખતો હતો.

"સ્પારટેકસ તો નથી દેખાતો પણ પેલો ઠીંગણો જેવો લાંબા

પૂછડાવાળા ધોળા ઘોડાપર કોણ સરદાર ઘૂમે છે?"

"એ જુડીથ છે નામદાર."

"સ્પારટેકસના નાયકોમાંનો એક......" નામદારે ઉંચે નજર રાખીને કહ્યું.

જુડીથનો જોરદાર અવાજ પાછો એની એક હજારની કતારમાં કતરાતો ફરતો હતો.

"આપણામાંના કોઇએ ધરતી ચીરીને ધાન પકવ્યાં હશે, કોઇએ લોઢાં ટીપ્યાં હશે, કોઇએ ખાણો ખોદી હશે...કોઇએ વાસીદાં વાળ્યાં હશે, કોઇએ ઇમારત ચણી હશે......"

"જેમણે જીવનભર જીવનને ઉપયોગી કશુંજ કર્યું નથી પણ આપણી કમાણીની માલિકી આપણા પર ચાબુકો ફરતી રાખીને, આપણને તરવારની અણિથી કોચી નાખીને, આપણને તીરથી વિંધી નાખીને સાચવી રાખી છે તે માલિકોની માલિકીના રખવાળો તમારી નીચે, તમારાપર તૂટી પડશે."

"ત્યારે તમે એવા તો તૂટી પડજો, એવા તો તૂટી પડજો કે તમારાં શરીર તમારાં ઝૂઝતાં જોબનમાં જોમનાં બની જાય, તમારા દેહનો કણેકણ પડતી વિજળીનો કણેકણ બનીને આ ગેરગેનસને ફાડી નાખે."

એક મોટી ત્રાડ ગેરગેનસને પાયામાંથી હચમચાવી રહી.

"અને એ ન ભૂલજો કે તમારી સામે છે એ તમારા...દુશ્મનો છે. એમની સામે લડતાં તમારે પાછા હટવાનું નથી, મરવાનું છે... આપણા જીવતાં કે મરતાં જ્યારે આવશે ત્યારે આપણો સરદાર આપણાં લોહીથી ભીંજેલી ધૂળ માથે ચઢાવશે ને એના માથામાંથી આપણે કદિ ન શમે એવી ઝાળ બનીને દુનિયાનાં દુઃખીઓનાં દિલ ધમાવી દેશું."

પાછી એક ભયાનક ચીચીયારી ગેરગેનસની ટુંકને ટપી ગઈ.

એકે એક આદમી ઉપર ચઢતી રોમન માલિકોની હરોળોનાં મોજાં પર છલંગ મારવા અધિરો બની રહ્યો.

માલિકોનાં ઘોડાપૂર ઉમટતાં દેખાયાં.

"હું સેનાપતિ નથી." જુડીથનો છેલ્લો અવાજ ગરજ્યો. આપણી કતારના આપણે સૈનિકો છીએ ને આપણી કતાર કોઈ મિટાવી શકવાનું નથી." બોલતા જુડીથે પોતાના ઘોડાના પેટમાં તરવાર ઘોંચી દીધી.

"હવે હું એટલો હલકો બનીશ કે મારે ઘોડો નહિ જોઇએ. બધા ઘોડાઓને મેં દક્ષિણ તરફ ગોઠવ્યા છે. હું ઉત્તરના હલ્લામાં આપણી હરોળમાં શમી જાઉં છું......મને જોવાને કોઇ પાછા વળીને જોશો નહિં......તૂટી પડો." બોલતા જુડીથે દોટ દીધી. એની પાછળ એના સાથીદારોની કતાર હવામાં ઉડી રહી.



## પ્રકરણ ૨૧ મું.

## ચિતાની ચીનગારીઓ.

બંન્ને તરફથી ઘેરાયલો પીસો ઘાયલ થઇને ભાગી ગયો હતો. નાસતી રોમન ટુકડીઓને કલીઓને રેંસી નાખી હતી અને સેંકડોને કેદ પકડયા હતા. નાસી ગએલા રોમનોની આખી છાવણી ગુલામોની આઝાદ ફોજે કબજે કરી હતી.

આજે આખા દિવસનો કાર્યક્રમ આઝાદ ફોજે નક્કી કર્યો હતો. સવારમાં આખી છાવણીની આસપાસ સાફસૂફી થઇ જવાની હતી. દરિયાકિનારાના મેદાનમાં આઝાદ ફોજનો લાલ ઝંડો ફરકવાનો હતો. તેની આસપાસ એક મોટો મંડપ બંધાઇ ગયો હતો અને મંડપની

બરાબર સામે એક મોટી ઉંચી વ્યાસપીઠપર જુડીથનું શબ ખૂલ્લું સુવાડવામાં આવ્યું હતું.

આજે જુડીથના અગ્નિદાહનો ઉત્સવ હતો.

આજે રાતના એની ચિતા ચેતવાની હતી.

આજે એની અગ્નિઝાળને સલામી દેતી આઝાદ ફોજ એનું સંગ્રામગીત ગાવાની હતી.

જ્યાં પીસોનો તંબૂ હતો ત્યાં સ્પારટેકસ રહેતો હતો. એના તંબૂની બહાર એક મોટું મુલાકાતખાનું હતું; જ્યાં આઝાદ ફોજના બધા મુખીઓ, નાયકો અને સરદારોની સભા મળવાની હતી, અને ત્યાં ધીમેધીમે એક પછી એક ભેગા થતા હતા.

સ્પારટેકસ હજુ એના તંબૂમાં જ હતો. એનાપર વિજયનો મદ નહોતો, એનાપર ઉત્સવનો ઉન્માદ પણ નહોતો આવ્યો. એને ગુસ્સાનો. દુઃખનો નસો ચઢયો હતો. એની લાલ આંખો આજે જેવી વિકરાળ હતી તેવી ક્યારેય નહોતી, એના પગ આજે જે જોશમાં જમીન કચડતા આંટા મારતા હતા તેવા કોઈવાર ઉપડયા નહોતા.

એ તંબૂમાં ફરતો હતો. થોડી થોડીવારે ગરમ લાંબો શ્વાસ મૂકતો હતો. તપી ગએલા કપાળપર જોરથી હાથ ઘસતો હતો. બંને હાથે મોંઢું મસળતો હતો.

રાત્રે એ બખ્તર પહેરીને જ સૂતો હતો. રણમાંથી લોહીવાળું થએલું અને ચીરાએલું બખ્તર એને વધારે ભયાનક દેખાતું હતું. એનું માથું ઉઘાડું હતું.

એની ખોપરીમાં ધીંગામસ્તી જામી હતી. એને એલપીનીસ યાદ આવી હતી, એની નજર સામે વધસ્થંભપરથી ઉતારી આણેલો જુડીથનો ખોલેલા પેટવાળો, વિંધાયલી પીઠવાળો, લટકતી ચામડીવાળો દેહ ભૂમરાણ કરતો હતો.

મુલાકાતવાળા ખંડમાં છેલ્લો કલીઓન આવી ગયો. અને, એના

તંબૂના કમાડ આગળ એકે આવી યાદ આપીઃ "સ્ટ્રેટેગોસ! બધા આવી ગયા છે."

"હું આવ્યો." બોલતાં એણે આંખોને શાંત કરવાનો પ્રયત્ન કર્યો અને પહેરેલે બકતરે ઉતાવળો બહાર નીકળ્યો. એના માનમાં બાર ખુશીના એક સાથે બોલી ઉઠયાં.

સ્પારટેકસ પહેલીવાર ખીજવાયલો દેખાયો. એની આંખો પાછી તગતગી ઉઠી હતી. એ બેઠો. દરવાજાપર અંગરક્ષકોની ટુકડી અમલદારો સાથે અક્કડ ઉભી હતી.

"કેટલા કેદીઓ છે?"

"અગીઆરસો; એકસો સ્ત્રીઓ, એક હજાર પુરૂષો."

"આપણે ઉઠીએ પછી જે સ્ત્રીઓને પરણી જવું હોય તે આપણી સેનામાંથી પસંદ કરી લે. બપોરનો વખત એમની પસંદગી માટે એમને બધીને છુટ્ટી મૂકજો. ને પુરૂષોમાં જે અમલદારો હોય તેમને જુડીથની ચિતાપર વધસ્થંભ ઉભા કરી બાંધી દો. બીજાઓને આપણાં નગરોપર ને ચોકીઓપર છૂટકછૂટક મજુરી કરવા મોકલી આપો. કહેજો કે આપણી લડાઈ પત્યા પછી એ સૌને છોડવામાં આવશે."

સ્પારટેકસનો અવાજ આજે ધીર–ગંભીર ગરજતો સૌને ભય પમાડતો હતો.

"અને ક્રેસટસ!" સ્પારટેકસનું હાસ્ય ખખડી ઉઠયું. "માલિકાના જે ગામ આગળ જુડીથને વધસ્થંભપર તેં લટકાવ્યો હતો, તે આખા ગામને તેં સળગાવી મૂકયું તે વાત ખરી?"

"હા, એકલા જમીનદારને એની હવેલીમાં એના આખા કુટુમ્બ સાથે ફૂંકી મૂકયો છે ને પછી આખા ગામને. પણ ગામનાં બીજાં બધાં લોકોને નાસી જવા દીધાં હતાં."

"અને પેલી સ્ત્રીને હાજર કરો."

મુલાકાતના મંડપની બહાર તૈયાર ઉભી રાખેલી એક સ્ત્રી સાથે ગરશોમ વચમાં ચાલ્યો આવ્યો.

"સ્ત્રી, તું કોણ છે?"

"રોમન જાસુસ. મને મળી ત્યારે આપણા પક્ષની વાતો કરતી હતી. પીસોને ઘેરીને હું પડયો ત્યારે એ ભાગી ગઇ, ને પીસોને મળી." કલીઓન ઉભો થઇ ગયો.

બધા એક પળવાર સભા વચમાં ઉભેલા પડછંદ સ્ત્રી શરીરનાં અંગેઅંગને જોઇ રહ્યા. ખભાપરથી ઉંચી ઉગેલી એની મગરૂર ડોક હાલીચાલી નહિં. સૌને સંભળાય તેવું એનું હાસ્ય આખા મંડપમાં પથરાઈ ગયું.

"સ્ત્રી, તારી હિમ્મત માટે તને શાબાશી છે. તને રોમન અમલદારોની હરોળમાં, જુડીથની ચિતાપર જીવતાં સળગી જવા માટે એક વધસ્થંભનું માન આપવામાં આવશે." સ્પારટેકસ કરડાકીમાં હસ્યો.

"ના, કારણ કે હું જાસુસ નથી. કલીઓનની વાત સાચી નથી." સ્ત્રી બોલી.

"તું અમારી છાવણીમાંથી ભાગી નહોતી ગઈ?"

"કારણ કે કલીઓન મને બીજી રીતે જવાની છૂટ ન આપત."

"અને જઇને તેં પીસોને અમારા આગમનની ખબર......" સ્પારટેકસ બોલ્યો.

"ના, કલીઓનના ખબર પીસોને પહોંચ્યા હતા, ને તમારા ખબર મેં આપ્યા કે.........."

"શા?"

"કે સ્પારટેકસ ગેરગેનસ તરફ નોલા સામે ગયો છે......એટલે પીસોએ પાંચ હજાર ત્યાં રવાના કર્યા."

"એટલે જુડીથ ઘેરાઈ ગયો." સ્પારટેકસે બૂમ પાડી.

"અને વધેરાઇ ગયો, પણ સ્પારટેકસે પીસોપર હલ્લો કર્યો ત્યારે

એના પાંચ હજાર હતા નહિં...જુડીથ ભલે ગયો, સ્પારટેક્સ જીવ્યો છે, જીવતો છે...મારે એને જીવતો જોવો હતો...મને એની મમતા હતી...મેં એને જોયો છે...હવે મને રોમન અમલદાર ગણીને જુડીથની ચિતાપર જીવતી જલાવી દો...કારણકે જુડીથ સામેનો બધો અપરાધ મારો છે."

"એને જીવવા દો." કલીઓન ઉભો થઇ ગયો.

"ગરશોમ એને લઇ જા." સ્પારટેક્સે હુકમ કર્યો.

ગરશોમ પાછળ ચાલતા મગરૂર સ્ત્રીશરીર પાછળ બધી આંખો ટીંગાઇ રહી.

એમ આખા દિવસના દારૂણ કોલાહલ પછી છાવણીમાં રાત પડી. અનેક મશાલોના અજવાળામાં આખી આઝાદ ફોજ મોટા મંડપમાં અર્ધગોળાકાર ગોઠવાઈ ગઇ. સૌની વચમાં મોટો ઝંડો ઘણો ઉંચો ફફડતો હતો.

પછી જુડીથની ખૂબ ઉંચી ચિતાપર ઉભા થએલા વધસ્થંભો પર રોમન અમલદારોના દેહ બંધાઈ ગયા.

અને એક મોટી ત્રાડે આઝાદ ફોજની વચમાં ચાલ્યા આવતા સ્પારટેક્સને વધાવી લીધો. અનેક ખુશીના ફૂંકાયાં.

અને અનેક ઢોલ એક સામટાં ધણધણી ઉઠયાં. આઝાદ ફોજ જગાપર ઉભી થઈ.

સંગ્રામગીતનો ગગનભેદી નાદ દરિયા ને ડુંગરાઓપર ગરજી રહ્યો.

અને ચિતા ચેતી.

ચિતાની ચારેકોર મોડીરાત સુધી ગુલામ નરનારીઓનાં છૂટક ટોળાં નાચ્યા કર્યાં.

એકલો ગરશોમ એના ભાઈને મળેલા ભાગથી સંતોષાતો એના ભગવાન જેહોવાહને સંભારતો, એક અંધારા ખૂણામાં એકલો આંખો લૂંછતો હતો.

બીજા દિવસની વહેલી સવારે જ્યારે આગલી રાતના ઉત્સવના નાચ, ગાન અને તાનનાં થાકેલાં ઉત્સવીયાં ઉંઘતાં હતાં ત્યારે પેલી રોમન સ્ત્રી એના તંબૂમાંથી બહાર નીકળીને એના ઝોકતા ચોકીદારની નજર ચૂકવીને દરિયા કિનારાના મેદાનપર જઇને એક રાખના ઢગલા પાસે બેઠી હતી.

એની પાછળ છાવણીમાં લટાર મારતો ફરવા નીકળેલો એક આદમી ધીમે ધીમે ચાલ્યો આવતો હતો તેનું એને ભાન નહોતું.

"કોણ?" એણે ઢગલાપર ધ્યાન ધરીને બેઠેલી સ્ત્રીને સવાલ કર્યો.

"લેવીનીયા." સ્ત્રી ઉભી થઈ અને વિચિત્ર રીતે નીચી નમીને હસતી, રાખની ચપટી ભરીને હાથ લંબાવી બોલી: "લો આઝાદ-ફોજના સેનાની વહેલી સવારની ભેટ."

સ્પારટેકસ વિચિત્ર સ્ત્રી તરફ જોઇ રહ્યો.

"આ ચિતાની ચીનગારીમાં સાચો પ્રેમ ઉડે છે......મારો ફેરો સાર્થક થયો. મેં રોમના શ્રીમંત માલિકો ને દરબારીઓને મારો પ્રેમ વેચ્યો હતો......ને પ્રેમ શોધ્યો હતો,.....આજે રાખમાં......" લેવી-નીયાની આંખમાંથી આંસુ ટપકતાં હતાં.

"તમે ત્યાં શું હતાં?" સ્પારટેકસે પાસે આવી પૂછ્યું.

**"માલિકોની નાયિકા."**



## પ્રકરણ ૨૨ મું.

### શિયાળો ગયો અને વસંત આવી.

હવે બીજો શિયાળો શરૂ થઇ ગયો હતો. રોમન સલ્તનત એના પાયામાંથી હાલી ઉઠી હતી અને આઝાદ ફોજની ગણત્રીના આંક કાઢવા રોમના સેનાપતિઓ અને રાજકારણીઓ બેઠા હતા.

પીસોના પતન પછી સ્પારટેકસના હાથમાં દક્ષિણનો બધો મુલ્ક આવી પડ્યો હતો. અને ઉપરાંત ઉત્તર તરફના એ ધોરી માર્ગપર પણ એની આણ બેઠી હતી.

આઝાદફોજ પણ હવે વ્યવસ્થિત ફોજ બની ગઈ હતી. શરૂઆતની જેમ હવે તાપણીઓ તાપતાં ને માલિકો સામે લડતાં ગુલામોનાં

ટોળાંને બદલે માલિકોની ટુકડીઓ જેવી જ ટુકડીઓવાળી આઝાદ-ફોજની લીજીઅનો હતી. ફોજમાં નાયકો, મુખીઓ, સરદારો હતા. દરેક લીજીઅન ચાર હજાર સૈનિકોની બનેલી હતી. દરેક લીજીઅનનાં નામ, પોશાક, વાવટા, હથિયારોના ભંડાર વિગેરે બધું વ્યવસ્થિત બનતું હતું.

દક્ષિણનાં જીતાયલાં મથકોપર ફોજ વહેંચાઈ હતી. મુખ્ય ચાર છાવણીઓ બંધાઈ હતી. આઝાદ ગુલામ નરનારીઓએ કલ્લોલ કરતાં ઘર માંડયાં હતાં.

આ શિયાળામાં માલિકોનો હલ્લો ન આવે તો લડવાનું બંધ છે એમ સ્પારટેક્સે જાહેર કર્યું હતું તથા દરેક મથકપર એકેએક સૈનિકને કેદીઓને તથા બીજી વસ્તીને રસ્તાઓ બાંધવા, ચોકીઓ બાંધવા, કિલ્લેબંધીઓ ઉભી કરવા અને હથિયાર તથા ખોરાકનો મોટો જથ્થો જમા કરવા રોકી દીધો હતો.

હીકેટા નવા નકશા ને નવાં યંત્રો તૈયાર કરવામાં પડયો હતો. સ્પારટેક્સ એની રક્ષક ટુકડી સાથે દરેક છાવણી અને ચોકીની મુલાકાત લેતો ફરતો હતો. એકેએક ગુલામ સૈનિકને માલિકોનો સામનો કરવા કસરત કરીને, કુસ્તી કરીને, હથિયારોની નવી આવડત જાણીને તૈયાર થવાનું હતું.

એવી તડામાર તૈયારીઓ ચાલુ થઈ ગઇ હતી. દક્ષિણ ઈટાલીનું એકેએક માનવી પોતાને માલિક અને માલિકનો જીતનાર માનતું ને આનંદ પામતું હતું. એકેએક વતની તૈયારીની રચનામાં મચી પડયું હતું.

કોઈ રસ્તા બાંધતાં હતાં, કોઈ કુસ્તી કરતાં, કોઇ હથિયાર ઘડતાં, કોઇ તરવાર શીખતાં હતાં. આઝાદ જીવન થાકને, ભૂખને, મુશ્કેલીને મહાત કરી જીવનની જમાવટમાં ઝૂકી પડયું હતું.

અખાડાની, કામદારોની, કારીગરોની મુલાકાત લેતો સ્પારટેક્સ

અખંડ ફરતો રહેતો. જ્યાં એનો મુકામ થતો ત્યાં આનંદ ને ઉત્સાહ ઉભરાઇ જતાં હતાં. એની સાથે હંમેશાં ફરતી રહેતી લેવીનીયા સૌ સાથે ટેવાઈ ગઇ હતી અને બંન્ને જણ ગુલામોની હરોળોમાં, અખાડામાં, કારખાનામાં ને મજુરીમાં ઉતરી પડતાં હતાં.

એપુલીયાનો આખો માર્ગ જીતતો થઇ ગયો હતો. પાપા પર્વતની ડુંગરમાળપર દિવાળી સળગી ઉઠી હતી.

અંદર અંદરના કલહ ઓછા થઈ ગયા હતા. મેળાઓ અને બજારો ખુલતાં હતાં. ઉત્તરમાંથી આવતા વેપારીઓ પણ લૂંટાતા નહોતા. ગ્રીસમાંથી નવા માલ ખરીદાયા હતા.

ભઠ્ઠીઓ સળગી ઉઠી હતી. ધમણો ફૂંકાતી હતી. ઘણ અટકાયા વિના ઉંચકાતા હતા. હથિયારોના ઢગ ખડકાતા હતા. બક્તરોના ગંજ જામતા હતા.

ભંડારખાતું યાદીઓ કરતું હતું. નવી ચોકીઓ જામતી હતી, જાસુસ ખાતું વ્યવસ્થિત સ્થપાતું હતું.

એમ શિયાળો વેગવાન બનીને આગળ ધપતો હતો અને ટુંકો બનતો હતો.

પછી સૌને ખબર હતી કે ઉત્તર તરફથી માલિકોની સેનાઓ ઉતરી પડવાની હતી. ઉત્તર જીતવા આઝાદ ફોજની લીજીઅનો ઉપડવાની હતી. સ્પારટેકસ એના ધોળા ઘોડાપર બેસી એની લાંબી તરવાર ને ફરસી સમાલતો સૌને કૂચ કરાવવાનો હતો,

અને ઉત્તર જીતાયા પછી આખા ઇટાલીપર સમાન માનવતાનો ઝંડો ફરકાવવાનો હતો.

( ૨ )

**પાછી વસંત** આવી હતી. શિયાળો ખતમ થયો હતો.

ઇટાલીની ધરતીપર આ વસંત નાચતી નહોતી, કૂચકદમ કરતી હતી. ગાતી નહોતી, રણહાકનાં બુશીના બોલાવતી હતી. વસંતની છોળો સિંદુરની નહોતી, લોહીની ઉછળવાની હતી.

એવી વસંત ખેલવા માલિકોએ હથિયાર ઉગામ્યું હતું, કારણકે

તેમની માલિકીને તેમનાં ગુલામોએ પડકારી હતી.

રોમમાં બેઠેલી ઇટાલીયન સરકારની ગાદીપર ક્વીનટસ અને એરીયસ ચૂંટાયા હતા. તેમણે પરદેશ જીતવા મોકલેલી કેટલીક રોમન કતારો પાછી બોલાવી હતી. ઇબેરીયાથી પોમ્પીયસને દોડતે ઘોડે આવી પહોંચવા ફરમાન મોકલ્યું હતું.

ગુલામોએય ગજબ કર્યો હતો ને! માલિક જેવાં માલિક સામે માથાં ઉંચકયાં હતાં, કુહાડી સામે કુહાડી ઉગામી હતી, તરવાર સામે તરવાર ધરી હતી, અને તિર સામે તિર તાકયું હતું. જીવવાને જીવવા દેવાની સમાનતા માગી હતી.

આ વખતની સીનેટ એકજ ઠરાવ કરવા બેઠી હતી અને ગુલામોને સખત હાથે ખતમ કરી દેવાના એકજ ઠરાવને સર્વાનુમત આપીને ઉભી થઈ હતી. અને ગુલામને રોળી નાખ્યા વિના નહિ બેસવાના નિરધાર વાળી હતી, એટલે તેમને શિયાળો ઘણો લાંબો લાગ્યો હતો, ગુલામોની તડામાર તૈયારીઓને ઘણો નાનો લાગ્યો હતો. એમ પાછી વસંત આવી પહોંચી હતી.

ઇટાલીનાં દેવીદેવીઓ અપમાન પામ્યાં હતાં, એમ માલિકોના ધાર્મિકો કહેતા હતા. ઇટાલીની નીતિ ભ્રષ્ટ થઇ હતી એમ નીતિમાનો પૂકારતા હતા. ઇટાલીના રોમન સામ્રાજ્યે રચેલી સંસ્કૃતિ શરમાઇ ગઇ હતી એમ સૌકોઈ કહેતાં હતાં અને એ બધાના રક્ષણ માટે ગુલામોના બળવાને કચડી નાખવા રોમન છોકરાઓને નામ નોંધાવવા અવાજ–આગ્રહ કરતા હતા.

કૂચકદમ બંને બાજુ ઝડપી બનતી જતી હતી. ધણુધણુતાં ઢોલ ને બુશીનાના અવાજ વધારે ઘેરા બનતા પાસે આવતા હતા. એકબીજાના જાસુસો ફરતા થઈ ગયા હતા.

આવતી કાલેજ પાછાં યુદ્ધ મંડાશે એમ સૌને ખબર હતી. સ્પારટેકસની આઝાદફોજ એ આવતી કાલની ઉષા ઉગતાં કૂચ કરવા ઘોડાપલાણુતી ને કમ્મર કસતી ઉજાગરા કરતી સજતી હતી.

## પ્રકરણ ૨૩ મું.

## રોમન વિદાય.

**અમથીયાથી** કેશીયસ આવ્યો હતો અને જ્યારે એણે જાણ્યું હતું કે એની લુડાની જાગીર જપ્ત થઈ હતી. એના અનાજના કોઠાર લૂંટાયા હતા, એના દારૂની પીપો પીવાઈ ગઈ હતી, અને એના ગુલામો મૂક્ત થઈને લુડાની આઝાદ ટુકડી બન્યા હતા ત્યારે એના રોમેરોમ એને આગ લાગી ઉઠી હતી, અને એની જાગીર-પરની ગુલામ સ્ત્રીઓમાંથી એને દરવર્ષે નવી નવી જુવાન છોકરીઓ સેજસેવિકાઓ તરીકે મળતી તે આ વર્ષે બંધ થઈ ગઈ હતી એવું એને ભાન થયું ત્યારે એની આગનો તોર ઓર વધી ગયો હતો.

અમબ્રીયાનાં આસપાસ ગુલામ પ્રજનન કેન્દ્રો હતાં. સેંકડો ગુલામ સ્ત્રીઓની ત્યાં સુવાવડ થતી હતી. એમ બધાં ક્રેસીયસની દેખરેખ નીચે હતાં તે આજે આઝાદ ફોજે ઝડપી લીધાં હતાં અને ત્યાંનાં સ્ત્રી–પુરૂષોને સૈનિકો અને સંસારી બનાવાયાં હતાં એ વાત એને યાદ આવતી ત્યારે મોટા અલમસ્ત ગુલામોની ત્યાંની પેદાશ સરી જતી જાણતાં એની મગજની દિવાલો ખખડી ઉઠતી હતી.

એ પેદાશની વિવિધતા વડે એણે સીશિલી અને રોમના માલિકોના સ્નાનાગાર માટે ખાસ જન્માવેલાં અને જાતિય અંગોને પક્ષાઘાત કરી તૈયાર કરેલા ગુલામો, સેજસેવા માટે ખાસ ઉછેરેલી જુવાન છોકરીઓ, અનેક બચ્ચાંઓ જન્માવી શકે તેવી ગુલામમાતાઓ વગેરે માનવ–માલથી નીપજાવેલી લક્ષ્મી ભેલાઈ ગઈ છે એમ જાણ્યા પછી એને લાગેલું શૂળ ગુલામોને કચડી નાખવા એણે રોમન લીજીઅનની સરદારી લીધી ત્યાં સુધી શમ્યું નહોતું.

ઉત્તર આફ્રિકામાં ગવર્નરની પદવી પછી રોમન સરકારનો એ પદવીધર મોટો જાગીરદાર બનીને લુકામાં આરામથી રહેતો હતો ત્યાં આ તોફાન એના પર ઉતરી પડ્યું હતું અને એને રોમ પહોંચવું પડ્યું હતું.

એતો એક હતા પણ એવાતો અનેકને જાગીરો છોડી, રોમ તરફ અને બીજાં શહેરો તરફ રાતોરાત ભાગી જવું પડ્યું હતું. એ બધાં સુધરેલાં હતાં, વિનયી હતાં, પોતાનાં બાળકોને લાડ લડાવતાં હતાં, સ્ત્રીઓને શણગારતા હતા, કાયદામાં માનવાવાળા હતા, દેવદેવીઓનાં લાડીલાં હતાં, ભગવાનને ભજવાવાળાં હતાં, આનંદમાં રાચનારાં હતાં અને દુઃખથી દાઝનારાં હતાં........

પણ શું કરે એ સૌ પર આજે આફત ઉતરી આવી હતી.

અને આફતમાંથી ઉગરી જવા નવી સરકારે તરછોડેલા મેનલીયસને પણ પાછો સીનેટમાં લીધો હતો. મેનલીયસને દુનિયાની કશી

પરવા નહોતી પણ રોમના રક્ષણ માટે એ આવીને બેઠો હતો અને બચાવની યોજનાઓ વિચારતો હતો.

લશ્કરોની દોડધામ થતી હતી, સીનેટની બેઠકોપર બેઠકો બેસતી હતી. રાજકારણીઓ ને સરદારોનો ચિંતાનો એકજ વિષય, પેલો થ્રેસીયન સ્પારટેક્સ હતો–ગુલામોના બળવાનો સરદાર.

દારૂના ઘૂંટડા જેમ તેમ ગળે ઉતારતા, બહારના ધૂમ્મસને વરસાદની છાંટપર તાકી રહેતા, શ્રીમંત રોમન સરકારના મુરલીધરો, કોઈ ગુજરેલો કે કોઈ ગુજરવાનો ગુલામોનો ત્રાસ સૂંભારી નિઃસાસા નાખતા મૂછો કરડતા બીજી, ચોથી અને નવમી લીજીઅનોને ધસ્યા આવતા સ્પારટેક્સ સામે રવાના કરવાનો વ્યૂહ વિચારતા હતા. દરેક લીજીઅન છ હજારની હતી અને ઉપરાંત બીજા છ હજારની અનિયમિત ટુકડીઓ પણ હતી.

મેનલીઅસે મહાસેનાની થવાનું માથે લીધું હતું. કેસીયસ પણ સાથે હતો. માલિકોના મ્યુટીના નગરથી દૂર લાફાટા ઘાટની આ બાજુ સુધી એણે ધસી જવાનું હતું અને ત્યાં ગુલામોની મહાસેનાને રોકવાની હતી.

અને પછી ઘાટની બન્ને બાજુએ બીજી બબ્બે લીજીઅનો દરેક પાંચ પાંચ હજારની લઇને ગીલીયસ અને એરીયસ પોતે પહોંચી જવાના હતા.

પછી ગુલામોની ચાલીસ હજારની ફોજને જેમાં પીઠપર બાળકો બાંધેલી સ્ત્રીઓ પણ ગણતરીમાં હતી. બકતર અને હથિયારોની તૂટવાળી હતી, તેમને ચારે બાજુથી ઘેરી લઈ ત્યાં ને ત્યાં તેનો ઘાટ ઘડી નાખવો એવી રોમન સરકારની નેમ હતી.

રોમન લશ્કરો મ્યુટીનાથી આગળ વધ્યાં અને રોમન દેશસેવિકાઓએ મ્યુટીનામાં તેમને શુભ શુકન જોઈ વહાલી વિદાય આપી.

સૌને લાગ્યું કે રોમના માલિકોનાં દેવદેવીઓ આ વખતે વિજય અપાવશે જ.

## પ્રકરણ ૨૪ મું.

## ઘૂમ્મસના આકારો.

વસંત આવી હતી, ને ચાલીસ હજારની આઝાદ ફોજ ઉત્તરના મહામથક મ્યુટીનાપર લાંબી કૂચ કરવા નીકળી ચૂકી હતી. આઝાદ ફોજની આઠ લીજીઅનો—ચારસો ટુકડીઓ વરસતા વરસાદમાં ઉભાં ખેતરોમાં થઇ કાચાં અનાજ ચાવતી, જંગલોના વરસાદ ઝીલતી, ડુંગરાઓ ચઢતી ઉતરતી, નદી નાળાં પાર કરતી કૂચ કરતી હતી.

રસ્તામાં આરામ કરવા પડતી ત્યારે આસપાસની જપ્ત થએલી જાગીરોના ઉભા પાક ખેડૂતોને સોંપતી હતી, જમીનદારોની હવેલીઓ

પર ચોકી ગોઠવતી હતી, અને જમીનદારોને ઝબ્બે કરતી રણહાક વગાડતી આગળ વધતી હતી.

ઉત્તર તરફની એ પહેલી કૂચ હતી. આખું ઉત્તર આગળ વધતા લાલ ઝંડા નીચે કંપી ઉઠયું હતું. ગામના ગામ ખાલી થતાં હતાં. માલિકો લેવાય તે લઇને નાસતાં હતાં.

ક્લીઓનની એબોલા ટપકતા વરસાદથી ટપકતી હતી. એ આખો ભીંજાઈ ગયો હતો. એની સાથે પોરા સ્વારી કરતી હતી. એ બંન્નેની પાછળ ગરશોમ એની નવી સ્ત્રી મેલા સાથે કૂચ કરતો હતો. ક્લીઓન મેલાના પેટમાંના બાળકની મજાક કરતો, કપાળપરથી ને આંખોપરથી પાણીનાં ટીપાં લૂંછતો હતો.

"મેલા, તારો બૂટ જડયો કે......?" પોરાએ મેલાને પૂછયું.

"ના." મેલા ટાઢથી ધ્રુજી ગઈ હતી.

"ગજબ થયો ને!" ક્લીઓન ગરશોમ તરફ જોઇને હસ્યો.

"સ્ટ્રેટેગોસના મહારક્ષકની મેલાનો કોઈ બૂટ કાઢી ગયું, એ સ્વારી કરતી ઝોકાં ખાતી હતી ત્યારે."

"કાઢી કોણ જાય નાસ્તિક,...ન ધણિયાતા નાસ્તિક...માથેથી માલિકને મારી નાખ્યા પછી તેં ઉપરવાળા ધણિને પણ લાત મારી..." ગરશોમે બરાડો પાડયો.

"લે ધીરો પડ...પણ તને ખબર મળ્યા છે?" ક્લીઓને ગંભીર મોંઢું કરી દીધું.

"શું શું?" ગરશોમે ઘોડો કૂદાવ્યો.

"ઉપરવાળા ધણિ જેહોવાહના ગુલામોએ બળવો કર્યો છે ને ઉપરવાળો એક પગે ઉઘાડપગો થઇ ગયો છે તે...પેલો કડાકો થયો ને તેને પકડીને ઉપરવાળો ઉતર્યો ને તારી મેલાનો જોડો......"

"ચૂપ...મેલા આ નાસ્તિકને સાંભળવો નહિં હોં કે..."

"મેલા, નોં સાંભળે!" પોરાએ ઘોડાને વચમાં નાખ્યો, "મેલા,

કેમ નાં સાંભળે ! આજ તો એ ઉપરવાળો અમારા ગરશોમની ઘરવાળીનો બૂટ કાઢી ગયો પણ કોઈ રાતના એના પેટમાંથી અમારા ગરશોમનો વંશ રાખનાર......"

અને રોકાઈ જવાનાં ખુશીના બરાડયાં. સૌ વાત અટકાવી ખચકીને ઉભાં. એકલા કલીઓનનું હસવું ખખડી ઉઠયું હતું.

આઝાદ ફોજ વિરામના તંબૂ ઠોકતી હતી. મશાલો ને તાપણીઓ સળગતી હતી. ઉત્તર તરફની ક્ષિતિજને ભરી દેતા નાના મોટા પર્વતો આ આઝાદ ફોજને ઉમાડીયાં સળગાવતી પહેલીવાર જોતા હતા. એ પર્વતોની ખીણમાંથી લાફાટા ઘાટ શરૂ થતો હતો અને ધીમો ધીમો દૂરદૂરના ડુંગરોપર ચઢતો ઉત્તરનાં નગરો તરફ ઉતરી પડતો હતો.

એ ઘાટ એકેએક ગુલામોનો જાણીતો હતો. એ ઘાટપર એમની હાય વરસતી હતી. એ ઘાટપરથી એમનાં ટોળેટોળાં માલિકોની ચાબૂકો નીચે પસાર થતાં હતાં. એ ઘાટપર એમનાં અનેક રાતાં ટીપાં ટપકયાં હતાં. એમનાં શરીરો તમ્મર ખાઇને પડયાં હતાં. એ ઘાટપર એમની અનેક યાદો થીજી જઇને પડી હતી.

આજે એજ ઘાટપર એમની વિજયકૂચ ઉતરવાની હતી અને એમની અનેક યાદો જાગી ઉઠવાની હતી.

મધરાતે ટપકતો વરસાદ બંધ થઈ ગયો હતો ત્યારે સ્પારટેકસ એની સાથે સૂતેલી લેવીનીયા ન જાગે તેમ ધીમેથી ઉઠયો. તંબૂ બહાર પલાણેલા તૈયાર ઘોડાપર સ્વાર થયો અને કલીઓનના તંબૂ પર આવી બહારથી બૂમ પાડી:

"કલીઓન ઉઠ."

ભરઉંઘમાંથી આંખો ચોળતો કલીઓન ઉઠીને બહાર આવ્યો.

"મારી સાથે ચાલ. આપણે થોડેક જઇ આવીએ." કલીઓને ચૂપચાપ ઘોડો છોડયો.

બંને જણ છાવણીની બહાર નીકળી ગયા ત્યાંસુધી કોઈ કંઈ બોલ્યું નહિ.

બહારનો પહેલો ચોકીદાર એક ખડકની બખોલમાં આડો થઈને ઉંઘતો હતો.

"કોણ છે?" કલીઓને બૂમ પાડી.

"હું, એમીલ." એમીલ ચમકીને ઉભો થઈ ગયો અને ઉતાવળો સંકેત શબ્દ બોલી પડયો.

"આવી ચોકી રાખશું તો આપણે પાછા ફરતા ચોકીદારો રાખવાજ નહિં પડે." બોલતો કલીઓન આગળ થયો. સ્પારટેકસે કંઈ બોલ્યા વિના ઘોડો દોડાવ્યો.

એમીલ મધરાતે આગળ વધતા બે સેનાનીને જોઈ રહ્યો. બંને ધૂમ્મસમાં તરતજ ઢંકાઈ ગયાં, અને લાફાટા ઘાટપર આગળ વધવા લાગ્યા. તેમની બંન્ને બાજુએ કાળા પત્થરની દિવાલો બંને બાજુના ડુંગરામાં ઉંચી વધતી પાણી ટપકી રહી.

"આપણે કયાં જઈએ છીએ?" કલીઓન બોલ્યો.

"આજ વહેલી રાતનું ધૂમ્મસ કેટલું ગાઢું વરસે છે! મને ઉંઘ ન આવી એટલે હું ઉઠયો ને લાગ્યું ધૂમ્મસની પેલીપાર જાતે જઈને જોઈ આવું. આ ઘાટપર ચાલીસ હજારને એ ધૂમ્મસમાં ધકેલીએ પછી કયાં સુધી નીકળવાનો આરો નથી." સ્પારટેકસ ચિંતાથી બોલતો હતો.

"તેથી ધૂમ્મસની પેલીપાર...દેખવીતી સ્ટ્રેટેગોસ!" કલીઓન હસ્યો. "દુનિયા આખી ધૂમ્મસ છે એનો પેલો છેડો કદિ હાથ આવ્યો છે?"

"રાતનો કયો પહોર ચાલતો હશે?" સ્પારટેકસે પાછો બીજો સવાલ પૂછયો.

"ત્રીજો, ધૂમ્મસ એટલેજ ગાઢું છે. સવાર પહેલાં વિખરાઈ જશે."

"મને એક સ્વપ્ન આવ્યું." સ્પારટેકસ બોલ્યો.

"કેવુંક ?" કલીઓન સાંભળી રહ્યો.

"કે જાણે હું ઉડતો હતો. લાફાટાનો ઘાટ મારી નીચેથી પસાર થતો હતો...દૂરદૂર ઘણે દૂર ઉત્તરનાં મેદાનોપર, સેંકડો, હજારો... લાખો ચિતાઓ સળગતી હતી, આપણે જ્યુડીથ માટે ચેતાવી હતી તેવી, અને તેમાં આપણે...મારે તેમાંની એકમાં ઉતરવાનું હતું."

"પછી ?" કલીઓન સાંભળી રહ્યો.

"હું એક મોટી ડુંગરની ટોચપર ઉતર્યો ને મેં કોઈ આકાર મારી આગળ દીઠો. એ મને ઈસારો કરતો હતો ને હું એની પાછળ ચાલતો હતો...એ દેખાવ મહાભયાનક હતો. ડુંગરની કિનારીપરથી હું એક મોટી કરાડમાં વિસુવિયસના સળગી ગએલા સેંકડો માઇલ ઉંડાણમાં હું ગબડતો હતો અને પેલો આકાર અવાજ બનીને ઢાલ પર કુહાડીની ધાર ઘસાય તેવો દાંત ઘસતો હસતો હતો, પછી હું જાગી ઉઠયો."

"સ્વપ્ન ભયાનક ખરૂં...પણ આપણે હજુ આગળ જઇએ છીએ !"

સ્પારટેકસે કલીઓનને સાંભળ્યો નહિં, એના કાન કોઇ બીજા જ અવાજપર મંડાયા હતા.

સ્પારટેકસ તરતજ ઘોડાપરથી નીચે કૂદ્યો અને જમીન સાથે કાન અડાડી રહ્યો.

"કલીઓન જો તો..." સ્પારટેકસ ઉભો થતો બોલ્યો.

કલીઓને ધરતીપર અવાજ સુંઘવા કાન માંડયા.

"હા." કલીઓન બોલ્યો. બંન્નો થંભીને કાન દઇને ઉભા. એમના કાનમાં કૂચની કદમનો ધીમો અવાજ ગૂંજી રહ્યો.

"કેમ ?" સ્પારટેકસે પાછું પૂછયું.

"બરાબર છે." કલીઓને કહ્યું: "મધરાત સુધી આપણા કોઇ સ્કાઉટ સમાચાર લઇને પાછા આવ્યા નથી.

"તો, તું જા, બધી છાવણીને જગાડ. મેદાનમાંથી ઉઠાવીને આપણી હરોળોને આ ડુંગરાઓમાં ગોઠવવા માંડ, તદ્દન ચૂપચાપ. પછી સ્કાઉટો આવ્યા પછી લાફ્રાટામાં ઉતરીને દિવસે આગળ વધશું."

"ને તું?" કલીઓન અટક્યો.

"હું?" સ્પારટેકસે પોતાની જીન પાછળ બાંધેલી ફ્રરશી છોડતાં ઉત્તર આપ્યોઃ "હું આગળ જઈ આવું છું, જાતે જોઈ આવું છું, સુરજ ઉગ્યા પછી પાછો આવું છું."

"સાથે કોઈ?"

"કોઈ નહિં." સ્પારટેકસે લગામ ખેંચતાં ફરીવાર કહ્યુંઃ "તું જલદી જઈ પહોંચ."

કલીઓને છાવણી તરફ ઘોડો મારી મૂક્યો અને સ્પારટેકસે લા–ફ્રાટાના ઘાટપર ઘોડો દોડાવ્યો. અને ઘણે દૂર ગયા પછી પાછો ઘોડાને અટકાવી સાંભળી રહ્યો. પણ કંઈ સંભળાયું નહિ. એણે નીચે ઉતરી ધરતીપર કાન માંડ્યો તોય કોઈ અવાજ આવતો ન્હોતો.

"અવાજ સાચે સાચ આવતો હશે કે મેં ને કલીઓને તેને ધારીજ લીધો હશે!" એ વિચારી રહ્યો ને પાછો આગળ વધ્યો. હવે લાફ્રાટાનો ઘાટ એક ઉંચા ને લાંબા પહોળા પથાર પર થઇને પસાર થતો હતો અને પછી પાછો નીચેની તળેટી અને ડુંગરાઓમાં ઉતરતો હતો.

એ પથાર પર આવ્યો ને પાછો અટક્યો. એણે જોરથી હાંફતા ઘોડાનું ગળું થાબડ્યું. લગામ ઢીલી કરી અને ઘોડાની પીઠપરથી સામેના ધૂમ્મસના મહાસાગરપર જોઈ રહ્યો. અંધારૂં આછું હતું અને કોઇકોઇવાર તારા દેખાઇ ઉઠતા હતા. ધૂમ્મસ પણ પાતળું થતું હોય એમ એને લાગ્યું. એ પલકારો માર્યા વિના જોઈ રહ્યો.

"ધૂમ્મસ!" એ બબડ્યો......"એજ મારૂં ભાવિ છે......દૂર દૂર ઘણે દૂર એ ભાવિમાં મારે......"

એ ધૂમ્મસમાં, એની ઇચ્છાઓના, લાગણીઓના અનેક આકારો જોઇ રહ્યો. એના અંતરે કલ્પેલા ચહેરા એને ધૂમ્મસમાં જણાયા. ધૂમ્મસમાં ઘેરો ચોટલો એને ઉડતો દેખાયો, એને એલપીનીસ યાદ આવી. પોતે લેવીનીયા સાથે રહે છે તેથી એ ખૂશ હતી એમ એને લાગ્યું. પછી એને વીસુવિયસ ને તેની કરાડ યાદ આવી. પોતે તેની કિનારીપર ઉભો છે એવો એક પળવાર ભ્રમ થયો.

એ અજાણતા માનવીઆવેગો એના અનુભવમાંથી ઉથામી રહ્યો. એ મનમાં બબડયો. "ધરતીને, એની બાથ મારવા મથતા પવનના ગોટાઓ એના પેટપરથી સરતાં ઝરણનાં ઝૂંડો, એના પર અમી વરસાવતા વરસાદ, એના અંગેઅંગની વિજળી એના અણુ-અણુમાં ફૂટતાં સ્વરૂપો......ધરતી ખેડતું, વાવતું, લણતું માનવી... ધરતીનું માલિક માનવી......માલીકીના માલની ગંજીઓપર ભસતું, કરડતું, લોહી ઉછાળતું, હાડની તાણાતાણ કરતું માનવી......"

ગુલામોની.........આઝાદ સેનાનો મહાસેનાની નિરાંતે અંતરમાં ઉતરીને વહેતો હતો.

"માનવીને એની માલિકી......ને માલિકીના એના આવેગ... વેગ...એની અનેક ઉત્તેજનાઓ...ઉસ્કેરાટો...મારો ઉસ્કેરાટ એલ-પીનીસ......" એને પાછી એલપીનીસ સાંભરી......એનો સ્પર્શ યાદ આવ્યો, "મને જરૂર જણાઈ ત્યારે...જે સ્ત્રી...જેની બાથ... ઉષ્મા,......મારા જીવનના સંગ, સંસર્ગ......મેળાપ, વિલાપ..... મારૂં બાળક......" એની આંખ સામે એના જીવન રંગો સળગતી મશાલોની લંગાર જેવા એની આંખ આગળ ઉડતા હતા.

"એ સૌમાં એકજ ઇષ્ટ......માનવ માનવનો પ્રેમ...ને એકજ અનિષ્ટ......માલિકી" એણે નિશ્ચય કર્યો ને એના ધૂમ્મસના આકાર-માંથી ચિતા સળગી ઉઠતી હોય તેમ એને લાગ્યું. એને જુડીથ સાંભળ્યો.

"એણે સળગી જઇને, નવી આગ, નવી રોશની, નવો પ્રકાશ... એણે મશાલ બનીને આઝાદ ફોજને ઉત્તરના માર્ગે કૂચ કરવાનો આવેગ આપ્યો છે......નવી ઉષ્મા, નવી ગરમી......" એને જુડીથ જોરથી યાદ આવ્યો, અને સ્વપ્નામાં દેખાયલી અનેક ચિતાઓ એની અંદરની આંખો સામે તરવરી ઉઠી.

જાણે એ તે દિવસે, એક રાતે રોમના માલિકની કોઢમાંથી એજ ચિતાને નજરમાં રાખીને ઉઠયો હતો......રોજ એક એક મિનિટે અને પળે સળગતી ગુલામ જીવનપર ચેતેલી ચિતાને એણે હરનિશ દેખી હતી.

"......તોય એવી ચિતાથી મેં ડરીને આપઘાત નહિં કર્યો.... તેમાંના અગ્નિકણનું મેં ટીપે ટીપે સરોવર એકઠું કર્યું. ચિંથરેહાલ ગુલામ દેશમાં......એક ભાન, એક રાગ, એક તાલ, તેમની ટુકડીઓ કતારો......" આજે ચાલીસ હજારની ખડકેલી આઝાદ ફોજ એની આંખ સામે તરવરી ઉઠી. એ એનો વર્ગ હતો...એ એની દુનિયા, એમાં...એમનાં, એકેએક ગુલામ નરનારીનાં સુખદુઃખ, યાતનાઓ, વેદનાઓ, લાગણીઓ, ઉર્મિઓ...ઉત્તેજનાઓ..." એ એની જાતને ગુલામ જોઈ રહ્યો. એની આંખ આઝાદ ફોજની આંખમાં પ્રકાશ બનીને પથરાતી, એના હાથ અનેક ને અનેક આયુધોવાળા વિશાળ બનતા...એ જોઈ રહ્યો. એ...એ ગુલામ વિસ્તાર પામતો હતો, એનું ભાન વિસ્તાર પામતું હતું. એ ધૂમ્મસના સાગરપર અનેક આકારો એની આંખમાંથી નીકળીને નાચતા દેખી રહ્યો. એ બબડયો: "એ સ્રીઓ, એ પુરૂષો...એ યુવાન યુવતિઓ...એ બાળક બાળકીઓ... એ ગુલામ દશાથી ઝબડતાં, અથડાતાં, કૂટાતાં, અંગછેદ પામતાં... યાતનામાં ખદબદતાં...પછી બળવાના નેજા નીચે બળવાન બનતાં, લથડતાં પડતાં, ઘાયલ થઇને ચિત્કાર કરતાં, એક...અનેક...સેંકડો, હજારો રણવગડાનાં રોળાઈ ગએલાં......" એ એક અતૂટ યાતના

અનુભવી રહ્યો. એના માથામાં ધમકારા થઈ ઉઠયા તે એણે સાંભળ્યા એની પાંસળીઓ, એનું હૃદય ધબકી પડયું......પોતે અનેક બનીને અનેકનું ભાન ને અનેકની વેદના બનતો હોય એવું એને લાગ્યું.

"માલિકોને તેમનાં ભયાનક ભગવાનો," એણે કાળ બનીને દાંત કકડાવ્યા. એના ઘોડાના પગ નીચેની જમીન એ...ગુલામના વાથી કચ્ચરઘાણ થતી હોય એમ એને ભ્રમ થયો. બધીય કચડાતી માનવતાની ઉગ્રતા એકઠી કરીને એ ધૂમ્મસમાં જોઈ રહ્યો, કોઈ અજબ આરાધનાનો મંત્ર જપતો હોય તેમ એના હોઠ ફફડી રહ્યા, "......ગુલામ...ગુલામો...મારા લોહીનાં લોહી...મારા હાડનાં હાડ......મારા પ્રાણની ફુંકો...શ્વાસો...નિઃશ્વાસો...જાણે પોતે હજારો શરીરોમાંથી શ્વાસ લઈ રહ્યો હતો. પોતાની જાતને ભૂલેલો એ આઝાદ ફોજનો મહાસેનાની, જે કાળા પત્થરના ઉંચાણપર ઉભો હતો તેમાંથી ઉગી નીકળ્યો હોય તેવો નિશ્ચેષ્ટ થઈ રહ્યો.

આયેલાએ ઘસીઘસીને ચકચકિત કરેલું એનું બક્તર ઉગતા સુરજના ધૂમ્મસનાં પડ ભેદીને આવતા આછા પ્રકાશમાં ચમકી ઉઠયું હતું. પવનની લહેરીઓમાં એના ધોળા ઘોડાની કેશવાળી ઉડતી હતી.

એની અનિમિષ આંખે એક પલકારો માર્યો. લાફાટાની ઉંચાઈનાં ઝાડ અને પત્થરની કિનારીઓ, કોઇ કોઈવાર પાતળા થતા ધૂમ્મસમાંથી તરી આવતી હતી. એણે તે જોઈ અને એને યાદ આવ્યું... "એ ઉંચાઇની પેલેપાર લાફાટાની પેલેપાર જંગલો વટાવીને મ્યુટીના..." એની નજર ધૂમ્મસને ચીરીને તાક મારી રહી.

અને એક પવનના ઝપાટામાં ધૂમ્મસ એકદમ પાછું હઠી ગયું અને દેખાવ દેખાયો. એની સામે નીચે...થોડેકજ નીચે રોમન લીજીઅનોની સેંકડો ટૂકડીઓ પથરાતી હતી. "એ દેખાવ માત્ર હતો! એ બધા ધૂમ્મસના આકારો હતા!" એની મોટી આંખો અજાયબીમાં વધારે મોટી થઈ ગઈ.

અને નીચેથી ઉપરનો દેખાવ દેખાયો. ઉંચા ને ઘેરા મેનલીયસે ભમરપર હાથ મૂકી જોયો અને કેશીયસને બોલાવીને બતાવ્યો...... લીજીઅનોની અનેક આંખો એ દેખાવપર ઠરી ગઈ.

ધોળો ને કદાવર ઘોડો હતો, ચળકતું બક્તર હતું. ઉંચો ને પડછંદ આકાર સ્વાર થયો હતો, ને સ્થિર, શાંત......હાલ્યા ચાલ્યા વિના સામેસામ ડર્યા વિના દેખી રહ્યો હતો.

લાફાટાના પથારપર કોઈ દેવ ઉતરી પડયો હોય એવો ઉગતા સુરજના સોનેરી રંગમાં એ દીપી રહ્યો. નીચેના આકારો એને દેખી રહ્યા, દેખીને બગડી રહ્યા, બગડતાં કંપી રહ્યા.

એની આંખો સળગતી હતી, એની દાઢી ફરકતી હતી, એનો ચહેરો ફરસીની ધાર બન્યો હતો. એ ડરતો નહોતો, એટલે પગથી માથા સુધીનો ભયાનક બન્યો હતો.

અને પાછા ધૂમ્મસના ગોટા આવ્યા ને જતા રહ્યા ત્યારે પેલો પથાર ખાલી હતો.

મેનલીયસે અને કેશીયસે બૂમ પાડી, "ચાલ્યો ગયો......ધોળા ઘોડાનો પેલો દેખાવ...ગ્રેસીચન પોતે...મહાસેનાની" પણ પાછળથી કેશીયસે ભૂલ સુધારી, "ગુલામ."

ને મેનલીયસ બબડયો, "ગુલામોએ ગજબ કરી. લાફાટાના ડુંગરા સર કરી દીધા લાગે છે!"

અને નજરમાંથી ન ખસે એવો આ દેખાવ એને યુદ્ધ પહેલાંના પડકાર જેવો અપશુકન લાગ્યો. એને માર્ચની પેલી તારીખ યાદ આવી જ્યારે એ અને બ્રુટસ સભાગૃહમાં પેસતા હતા ત્યારે...... અને પછી જ્યારે એપીયન ઘાટપર એ સ્વારી કરતો હતો ત્યારે...." એ બીજા બે દેખાવો યાદ કરી રહ્યો. એક પળવાર એની હામ તૂટી ગઈ. પેલો દેખાવ એને પડકારતો હતો.



## પ્રકરણ ૨૫ મું.

---

## મ્યુટીના પડયું.

સ્પારટેકસ પાછો ફર્યો ત્યારે આસપાસના ડુંગરોપર અડધા ઉપર લશ્કર ગોઠવાઈ ગયું હતું. અને આલપસની ઉત્તરની ડુંગરમાળપર આગળ વધતું હતું.

લાફાટાના પ્રવેશપર આઝાદ ફોજના સરદારો સ્પારટેકસની જ રાહ જોઇને બેઠા હતા.

સ્પારટેકસ દોડતે ઘોડે પહોંચ્યો ત્યારે સૌ ખડેપગે મસલત કરવા મંડી પડયા હતા.

"આપણા સ્કાઉટ ખબર લાવ્યા છે." કલીઓન બોલી ઉઠયો.

"અને હું મારી આંખે દેખીને આવ્યો છું. આપણા ઘાટની આસપાસની ટોચોપર આપણી હરોળો ગોઠવી દો, મારા ઘોડેસ્વારોને ઘાટના પેલા છેડાપરની ટોચપર દોડી જવાના ફરમાન છોડો, હું તેમને મોખરે જાઉં છું, પણ......"

સ્પારટેક્સ સૌ તરફ ચિંતાથી જોઈ રહ્યો. એની આંખમાં ચોકખું દુઃખ દેખાયું.

લેવીનીચા સ્પારટેક્સની વધારે પાસે આવી, ગરશોમ એના ઘોડા પર ઉપરતળે થયો. કલીઓન બોલી ઉઠ્યોઃ "પણ શું?"

"ઘાટમાંથી એમની થોડીક ટુકડીઓ પસાર થઈ જાય તો આપણી હરોળો ઘેરાઇ જાય. આપણે આપણી પાછલી બાજુ ચોકખી રાખવી છે ને આગળથી, ઉપરથી લડતા રહેવું છે. એ લોકનું શિસ્ત મેદાન પર આપણાથી વધી જાય તેવું છે. આપણે મ્યુટીના સુધી આ ડુંગરાની ટોચો પકડીને લડીએ."

"તેથી શું લાફાટાને રોકવો પડશે એમ ને?"

"હા, અને તે લોક ઘાટની લગોલગ આવી ગયા છે. ઘાટમાં ઘોડાઓ કામ નહિં લાગે ને જીવવાની મમતાવાળા પગપાળા કામ નહિં લાગે, મરનારા એકજ હજાર ને તે હજારનો સરદાર...લા-ફાટાને આપણે આપણા દેહની દિવાલથી જડી દેવો પડશે...અગી-આરની દરેક થપ્પી ગોઠવાશે. અગીઆરે અગીઆર નાયક વિના એક પછી એક લડીને મરી પડે પણ પાછા ના હટે તેવા જોઇશે. મારી ટુકડીઓમાંથી એકહજાર ગ્લેડીએટરોને મારો હુકમ છે, મને તેમના મરણિયાપણામાં મારામાં છે તેથીય વધારે વિશ્વાસ છે, પણ......"

"પાછું પણ...કહી નાખને બાપલીયા." ગેનીકસે જોર કર્યું.

પહેલી હરોળમાં એ સૌનો પહેલો મરનાર કોઇ મુખી જોઇએ, જેના જોમપર એક પછી એક થપ્પી લોખંડની બની જાય......" સ્પારટેક્સે ભયંકર નજર નાખી.

"તો એમ બોલી પડને..." ગરશોમ ગરજી ઉઠયો.

"એવો હું છું...મને મારી તાકાતની ખબર છે...બધા ગ્લેડીએટરો મને સ્ટ્રેટેગોસનો પડછાયો સમજે છે...એવો હું છું...ગેનીક્સ નહિં, ક્લીઓન નહિં, કેસટસ કે...કોઈ નહિં...હું ને હુંજ હું...આ લેવીનીયા પણ નહિં..." ગરશોમ ઉત્તેજિત થઇને ખડખડાટ હસી પડયો. સ્પારટેક્સ નીચું જોઈ રહ્યો.

"મારી આંખમાં પણ તું હતો...માથું માગવું હોય તો હું તારૂં માગું...થાય છે કે હું તને ભેટી પડું, તને, તારા કપાળને ચૂંમી નાખું...પણ એવી વિદાયનો વખત નથી...તારી લગામ ખેંચ...... હું જાતે ખુશીના ફુંકુ છું, મારી ટુકડીઓમાંથી પહેલા હજારને...... અને આજે હું મારો પડછાયો નથી ગુમાવતો, મારો જમણો હાથ કાપીને ફેંકી દઉં છું. ગરશોમ તું જા........"

ગરશોમે ડોક ઉંચકી....ને ચમકતો હોય તેમ પાછળ જોયું. એની પાછળ ઉભેલી મેલાના ગાલપર આંસુની ધાર સરતી હતી. સ્પારટેકસે મેલાપર એક નજર નાખી, બીજી લેવીનીયાપર નાખી. લેવીનીયા મેલાને મનાવી રહી: "મેલા, આજે સ્પારટેકસવતી હું બોલું છું. મારી ને એની વચમાં મારા હાથે હું તને બેસાડીશ...આજથી સ્પારટેક્સ તારો છે ને તારા પેટમાંના બાળકની હું આયા બનીને મારી જાતને ધન્ય માનીશ." ગરશોમની આંખો સંતોષને આનંદથી નાચી ઉઠી.

મેલાએ આંસુ લૂંછી નાખ્યાં અને ગરશોમ તરફ જોઈ રહી.

(૨)

પછી સ્પારટેક્સ એના ધોળા ઘોડાપર સ્વાર થઈ ઘોડેસ્વારોની લીજીઅન લઈ ઉપડી ગયો હતો. વ્યૂહ પ્રમાણે રોમન સેનાની ચારેપાસની ડુંગર ટોંચો આઝાદ ફોજથી જીવતી બનીને ભૂમરાણ કરી રહી હતી.

પહેલો હલ્લો બરાબર બપોરે સ્પારટેકસે શરૂ કર્યો ત્યારે એકેએક ડુંગરટોચ તીરકામઠાં, ગોફણો અને ઓચિંતા ધસારાથી દુશ્મનોને ચારેબાજુથી કાપતી હતી.

સુરજ આથમવા આવ્યો ત્યારે સ્પારટેકસ જીતતો હતો. રોમન લીજીઅનોમાં દરેક બાજુએ નાસવાનાં બ્યુગલો ફૂંકાતાં હતાં. સ્પારટેકસ એની ટુકડીઓને દુશ્મનોનો પીછો પકડવાનો હુકમ આપી એક લોહીથી ખરડાયલી શિલાપર બેઠો હતો. અને કેસટસને બોલાવીને કહેતો હતોઃ

"લાફાટાના શા હાલ હશે?"

"ધાર્યા હતા એવા......." કેસટસ બબડયો.

"પણ તું જાતે જાય તો......જાતે જઇને જોઈ આવે તો? ગરશોમ કદાચ જીવતો હોય તો......મને જરાક નિરાંત વળે." સ્પારટેકસની આંખો ખૂબ પ્રયત્નથી પાણીનાં ધસ્યાં આવતાં અમી સૂકવી રહી.

"હું જાઉં છું." કેસટસ બધું સમજીને બોલ્યો.

"અને આપણા સ્કાઉટોને ખબર આપ, આપણી એકેએક ટુકડી દુશ્મનોની પુંઠ પકડે, મ્યુટીના સુધી."

"ભલે." કેસટસ ચાલ્યો ગયો.

પછી એકજ કલાકે મશાલો સળગતી દોડતી હતી, દોડતી જધડતી હતી. પડતી હતી, બૂઝાતી હતી, ચિત્કાર કરતી અંધારામાં મ્યુટીના તરફ નાસતી માલિકોની ટુકડીઓનો પીછો પકડતી હતી.

સૌ ધૂમ્મસમાં ઢંકાતાં હતાં. સ્પારટેકસ એના વિચારમાં લપેટાયલો દોડતો હતો. એકાએક એ અટકયો. સૌથી આગલી હરોળોને અટકી જવાનું એણે ફરમાન ફૂંક્રાવ્યું. આઝાદ ફોજની ટુકડીઓ એક પછી એક અટકીને મધરાતનો મુકામ કરતી હતી. થોડા કલાક વિસામો લઈ પછી મ્યુટીનાપર વહેલી સવારની કૂચ આરંભવાની હતી.

સ્પારટેકસની પાછળ આયોલા ઉભો હતો.

"મેલા ક્યાં છે ?" એણે પૂછ્યું.

"વચમાં, લેવીનીયા સાથે છે. હમણાં આવી લાગશે." આયોલા બોલ્યો.

"અને કલીઓનને મારા તંબૂમાં બોલાવી મગાવો. એનો ઘા ગંભીર તો નથી ને ?"

"ના રે ના, અને પોરા સાથે આપણો વૈદ્ય સારવારમાં લાગી ગયા હતા. એમીલ પણ સાથે છે."

"ગેનીકસ આવે છે." આયોલાએ જતાં જતાં ગેનીકસના દોડતા આવતા ઘોડા તરફ હાથ લંબાવ્યો.

ગેનીકસ આવી પહોંચ્યો.

"ગેનીકસ, ગઈકાલે તારી ટુકડીઓએ ખરો રંગ રાખ્યો." સ્પાર-ટેકસે એને આવકાર્યો.

ગેનીકસ કંઈ બોલ્યા વિના હસ્યો.

"હવે મ્યુટીના કેટલું દૂર હશે ?" સ્પારટેકસે પૂછ્યું.

"ચાર કલાકથી વધારે નહિં, ઘોડાપર."

"મ્યુટીનાપર લાંબી લડાઇ નહિં થાય......આ લોકોએ અહીં ઠીક માર ખાધો છે અને ત્યાં એમને પૂરતો વખત પણ નથી રહેવાનો."

"બરાબર છે."

"તુંય ઘવાયો ગેનીકસ ?" સ્પારટેકસ મશાલના અજવાળામાં ગેનીકસનો બાંધેલો હાથ જોઈ રહ્યો.

"જરાક ડાબા હાથપર ટોંટ લાગી ગઇ."

"તો એક કામ કરીએ." સ્પારટેકસ ઉતાવળો બોલ્યો.

"શું ?"

"કલીઓન પણ ઘવાયો છે. કેસટસ હમણાં આવી પહોંચશે. કલીઓન સાથે આયોલા પણ પાછી આવી પહોંચશે. કેસટસ આવે કે બધી ઘોડેસ્વાર ટુકડીઓને એક કલાકનો આરામ આપી, હું ઉપડી

જાઉં ને મ્યુટીનાપર દહાડો ઉગતાં તૂટી પડું. આપણે ગુબારા અને બીજો સામાન ખચ્ચરોપર દોડતો રવાના કરાવીએ. માલિકોનો ઉત્તરનો એ મોટો ગઢ છે. એ પડે એટલે ઉત્તરમાં આપણો પગ ગોઠવાયો ગણાય. ત્યાંથી રોમ સુધી આપણી હાક વાગશે.

"પણ આપણે રોમપર નથી ચઢવું હોં......" ગેનીકસ બબડયો.

"એ તો મ્યુટીનાપર વિચારવાની વાત છેના! અત્યારે હું ઉપડી જાઉં. તમે લોકો સવાર સુધી આરામ કરો; આપણી કતારોની ચોક્કસ ગણતરી કરો અને ખચ્ચરોપર બધી લૂંટ લાદીને આપણી આખી પગપાળી ફોજને લઇને નિરાંતે મ્યુટીના પહોંચો, સાંજ સુધીમાં. હું અહિંથી ઉડતો જાઉં છું ને તૂટી પડું છું. મને મોડું થાય ને પેલાઓ જો વધારે વખત મેળવે તો મ્યુટીનાને ખાલી કરશે, ગુલામોની કતલ કરશે. હિકેટાને સાથે લઈ જાઉં છું. ક્રેસટસ આવે એટલી વાર." બોલતો સ્પારટેકસ જરા આડો થયો.

## (૩)

**આઝાદ ફોજ**ની નવમી ને ચોથી કતાર હવે સ્પારટેકસની સરદારી નીચે મ્યુટીના સામેના મેદાનપર આવી પહોંચી હતી અને અંધારું ઓસરતું જતું હતું. એણે અટકી જવાનું બુરશાના ફુંકાવ્યું. ક્રેસટસની ટુકડીઓ અડધા કલાક જેટલી પાછળ હતી.

"બધી મશાલો બૂઝાવી નાખો ને શ્વાસ લો, દરમ્યાન ક્રેસટસ ને એઇલુ આવી પહોંચશે." એણે હુકમ આપ્યો.

મશાલો બૂઝાઈ ગઇ. ધૂમ્મસ તદ્દન આછું થઈ ગયું હતું અને ઉડી જતા અંધારામાં મ્યુટીનાની કિનારીઓ ને મિનારા દેખાતા હતા.

સ્પારટેક્સે એની ટુકડીઓના મુખીઓને એકઠા કર્યા.

"એવા તૂટી પડજો કે આપણા એકજ ધસારે મ્યુટીના પડે. નિરાંતે લડવાનું આપણને પાલવે તેમ નથી. અંદર હજારો ગુલામો

છે, અંદરજ પેલા નાઠેલા ભરાયા હશે. મ્યુટીનાની દિવાલોના ભૂક્કા ઉડશે. આપણા હીકેટાએ તૈયાર કરેલા ગુબારા આગળ એના દરવાજાય ખખડી પડવાના છે......પેલાં પક્ષીઓ........" સ્પારટેકસ મ્યુટીના તરફ ઉડતાં જતાં ગીધનાં ટોળાં તરફ જોઈ રહ્યો અને એના મોંઢાપર ઘેરી છાયા ફરી વળી.

મ્યુટીનાપર કોઈ લડાઇ તો થઇ ગઈ નથી અને પેલાં કેમ ઉડે છે !" એ બબડયોઃ "આપણે મોડા પડયા છીએ. માલિકોએ મ્યુટીનાની અંદરના ગુલામોને વિંધી વિંધીને દિવાલની બહાર નાખ્યાં હશે........આપણાં બાંધવોની ઉપર થઈ આપણે દિવાલ ટેકી જવી પડશે.........." એ જોઈ રહ્યો.

( ૪ )

**પછી** ફેસટસની ટુકડીઓ આવી પહોંચી. ફેસટસ, એમીલ અને એલેનાની ટુકડીઓને મ્યુટીનાના પાછલા દરવાજાપર તૂટી પડવા ઉતાવળી રવાના કરવામાં આવી અને સ્પારટેકસે જાણે મ્યુટીનાના આગલાં કમાડપર છલંગ મારી.

મ્યુટીનાની બહાર ગુલામોનાં શબના ઢગલા પડયા હતા. આઝાદ ફોજના ઘોડેસ્વારો એ જોઇને સળગી ઉઠયા ને ગાંડાતૂર કૂદી પડયા. યુદ્ધનો ઉશ્કેરાટ મ્યુટીનાની દિવાલોપર ધસ્યો. મ્યુટીનાના દરવાજાપર લાફાટાથી નાસી આવેલાનાં ટોળાં અંદર જવા કરગરતાં હતાં પણ દરવાજા ઉઘડી શકે તેમ ન્હોતું. પહેલે ધસારે એ કરગરતાં કપાઇને પડયાં.

અને પછી મ્યુટીનાની દિવાલો હીકેટાના ગુબારા નીચે ગબડી રહી.

મ્યુટીનાના ગઢમાં નહાવા બેઠેલો કેશાયસ શરીર લૂછતો ઉભો થઈ ગયો. મ્યુટીનાની દિવાલોના કાંગરાપર ત્રાડ દેતો મેનલીયસ ઉતરી પડયો અને નાસવાની ગોઠવણી કરી રહ્યો.

કેશીયસ તૈયાર થઈને ઉભો હતો. એની બગલમાં એક જુવાન ગુલામ છોકરી હસવું દબાવતી હતી.

મેનલીયસનો કાસદ આવ્યો ને બોલ્યોઃ

"આપણે પશ્ચિમનો દરવાજો ખોલી નાખી બધી હરોળો સાથે નાસવાનું છે. ત્યાં દુશ્મનોનો હલ્લો નથી આવ્યો."

"તો મ્યુટીના પડયું એમને?"

"હજુ શંકા છે, નામદાર! આપ એકદમ આવી પહોંચો કે દરવાજો ખૂલે........"

"આવી પહોંચ્યો." કેશીયસની બાથમાંથી અવાજ કરગરતો હતો..."મને તો રાખશો ને? જીવતી!"

"હાસ્તો." કેશીયસે છાસીયું કર્યું. "મને તો સંસ્કૃતિ માટે લાગે છે, આ જંગલીઓ હજારો વરસે જમાવેલી સંસ્કૃતિને........" બોલતાં એણે પેલી ગુલામ છોકરીને સંસ્કૃતિ સમજી સોડમાં દબાવી અને પોતાનો ઘોડો બહાર કાઢવા બરાડો પાડયો.

(૫)

**મ્યુટીના** પડયા પછી તે રાતે આખી રાત મ્યુટીનાની આસપાસ સાફસૂફી ચાલુ હતી. કેદીઓ પાસે મ્યુટીનાની આસપાસ મરેલાંને સળગાવવાનું, લૂંટની વ્યવસ્થા કરવાનું અને મ્યુટીનાની જાગીરો લૂંટવાનું તથા કતલમાંથી બચી ગયા હોય તેવા એકેએક ગુલામને આઝાદ કરવાનું કામ ચાલુ રહ્યું હતું.

પછી વહેલી સવારે સબસલામતનો પોકાર મ્યુટીનાનાં બજારોમાં પૂકારાયો અને મ્યુટીનાને માલિક વિનાનું બનાવવાના ને રોજના વ્યવહાર શરૂ કરાવવાના કામકાજમાં આઝાદ ફોજના અમલદારો રોકાઈ ગયા. મ્યુટીનાના ગઢમાં સ્પારટેકસ અને ફોજના મુખ્ય સરદારોનો મુકામ હતો. શહેરની બહાર કામચલાઉ જંગી છાવણી ઉભી

કરવામાં આવતી હતી. મ્યુટીનાનાં ખાલી થએલાં ઘરોની વહેંચણી ચાલતી હતી.

ઘાયલ થએલો હોવાથી ક્લીઓન એના ખંડમાં સૂતો હતો. થાકેલો હોવાથી સ્પારટેક્સને બપોર થવા આવ્યા તોય કોઇએ જગાડયો નહોતો. સ્પારટેક્સના સાથેના ખંડમાં લેવીનીયા અને મેલાનો ઉતારો હતો પણ તેમણે ય કોઇએ એને જગાડયો નહોતો. સ્પારટેક્સના ખંડની બહાર એના અંગરક્ષકોનો નાયક કેસટસ આંટા મારતો હતો. મેલાએ હવેથી કેસટસ સાથે રહેવાનો પોતાનો વિચાર લેવીનીયા સાથે સ્પારટેક્સને કહેવડાવ્યા પછી કેસટસના આનંદનો પાર નહોતો. મેલા તો મળવાની જ હતી પણ આજ વહેલી સવારનું લેવીનીયાના ખંડમાં નવું આવેલું બાળક રડતું હતું. સ્પારટેક્સ ઉઠે અને મેલાને કેસટસ સાથે રહેવાની પરવાનગી આપે તેનીજ તે રાહ જોઈ રહ્યો હતો.

પછી થાકીને લેવીનીયાએ સ્પારટેક્સના ખંડનાં બારણાં ઠોક્યાં તે અંદરથી એકદમ ઉઘડયાં કે અંદરનો દેખાવ જોઈને લેવીનીયા અટકીને ઉભી.

અંદર સ્પારટેક્સ એના પલંગ નીચે જમીનપર બેઠો હતો. એના વિખરાયલા વાળ એની પીઠપર પથરાયા હતા.

લેવીનીયા અંદર દોડી ગઈ અને સ્પારટેક્સે ખોબાની ઢાલથી ઢાંકેલા મોંઢાને તેણે ખૂલ્લું કરી નાખ્યું. મોંઢાપરની લાલ આંખો સૂઝી ગઈ હતી. લેવીનીયા સાથે અંદર પેઠેલો કેસટસ છલંગ મારીને બહાર નીકળી ગયો.

લેવીનીયા મહાસેનાનીની સામે બેસી ગઈ ને એને બાથમાં લઈ ચૂંમી રહી.

"મને મારાં મરેલાં યાદ આવે છે...મારો ગરશોમ...જુડીથ, બીજાં હજારો, જેનાં નામ પણ...મારાથી રોઈ પડાયું લેવીનીયા..."

સ્પારટેક્સ લેવીનીયાની બાથમાંથી છૂટીને હસવાનો પ્રયત્ન કરી રહ્યો.

"હસ નહિં...બીક લાગે છે...ભૂંડા." લેવીનીયા ઠપકો દેતી બોલી.

"મારાથી ગરશોમને ભૂલાશે નહિં." એ બોલ્યો.

"તે કહે છે કોણ કે ભૂલ." લેવીનીયા જોરથી બોલી, મહાસેનાનીનું મોંઢું લૂછી રહી.

"હું તો કહું છું કે તારા ગરશોમને તારી કોટે બાંધીને ફર પણ આમ અસ્વસ્થ."

"મરેલાંને કોટે બંધાતાં હશે?" સ્પારટેક્સ સ્વસ્થ થતો બોલ્યો.

"બંધાય છે, ચાલ બતાવું...આપણી મેલાને ગરશોમ સાંપડયો છે...દિકરો આવ્યો છે, આબેહૂબ ગરશોમ......" લેવીનીયા સ્પારટેક્સનો હાથ ખેંચી રહી.

"આવું આવું." સ્પારટેક્સ ધૂળ ખંખેરતો ઉભો થયો, અને બોલ્યોઃ "કલીઓનને હવે?"

"ઘોડા જેવો તો છે, અઠવાડિયામાં ફરતો જઈ જશે." લેવીનીયાએ સ્પારટેક્સને બારણા તરફ ખેંચ્યો. "કોઈ જોઈ જાય તો કેવું દેખાય! કે મહાસેનાની થઈને..................."

# પ્રકરણ ૨૬ મું.

## બંને બાજુઓ

હવે આઝાદ ફોજનું મુખ્ય મથક મ્યુટીના બન્યું હતું. મ્યુટીનાના ગઢમાં સ્પારટેકસનો આઝાદસંઘ દરબાર ભરતો હતો. મ્યુટીનાની દિવાલોપર સ્પારટેકસના ચોકીદારોની હાક સંભળાતી હતી. આખો લાદ્દાટા ઘાટ સ્પારટેકસની આઝાદ ફોજથી સચવાતો હતો. રોજ દક્ષિણનાં મથકો આ ઉત્તરના વડા મથક સાથે વ્યવહાર ચલાવતાં હતાં.

આખું ઉત્તર મ્યુટીના પર ફૂંફાડા મારતો લાલઝંડો જોઈ ખળભળી ઉઠયું હતું. રોમના મિનારા પાયામાંથી કંપતા હતા. રોમની

માલિકી ખરા જીગરથી વલોવાઈ ગઇ હતી. આજે કાલે......કોઇ વહેલી સવારે......મોડી રાતે આઝાદ ફોજ રોમપર તૂટી પડશે તેમાં હવે રોમનાં માલિકોને શંકા રહી નહોતી.

"ને રોમ પડે તો!" એ વિચારજ માલિકીના માથાનું માખણ પિગળાવી નાખવાને બસ હતો. તો તરતજ આખું ઇટાલી લાલ ઝંડા નીચે આવી જાય, તો તરતજ, પવિત્ર અંગત મિલ્કતનો નાશ થાય, તો રોમનાં દેવદેવીઓ ધૂળ ચાટતાં થઈ જાય, રોમના શેઠ ને શેઠાણીઓ વિંધાયા પછી બાકી પડે તે પરસેવા પાડી કામ કરતાં બની જાય, રોમના જાગીરદારો ને જમીનદારો ખેતરમાં ખરપતા થઇ જાય."

એ ભયાનક વિચાર રોમ આખાની માલિકીનાં દિવસ રાત બારણાં ઠોકતો ફરતો હતો. કોઇને જાગતાં રેબઝેબ થઈ જતા હતા, કોઈ ઉંઘમાં ઝબકી ઉઠતાં હતાં.

"કારણ પેલો થ્રેસીયન, પેલો ગ્લેડીએટર સ્પારટેકસ, પેલો આઝાદ ફોજનો મહાસેનાની, ધોળા ઘોડાનો સ્વાર, ફરશીને ફેરવનાર...... ક્યારે......ક્યાંથી ગમે ત્યારે...ગમે ત્યાંથી આવી પડે, પેલા લાફાટાના પથાર પર દેખાવ બનીને કેશીયસને મેનલીયસને તાકી રહ્યો તો તેવો......" એવાં એવાં બીકનાં મોજાં રોમની માલિકીનાં કમાડ ખોલીને ઘરમાં પેસી ગયાં હતાં અને તેમના શ્વાસ પ્રશ્વાસમાં ધીકતાં બન્યાં હતાં.

રોમન શહેનશાહતે લાગતાવળગતાઓનાં લશ્કર મગાવ્યાં હતાં. ગ્રીસના માલિકો પાસે સ્વયંસેવકોની કતાર માગી હતી. રોમમાં વિગુવીયસ ફાટયો હતો. રોમને વેર ગુલામભય ભરખવા નીકળ્યો હતો. રોમન સંસ્કૃતિ સંકડામણમાં આવી ગઈ હતી.

સરકારની કચેરીમાંથી, નિશાળમાંથી, ચોરેથી, ચકલેથી, ભાટથી ચારણથી, અને મંદિરના ઓટથી એજ અવાજ આઠે પહોર ઉઠતા હતા કે, રોમપર, સંસ્કૃતિના મથકપર હલ્લો આવે છે.

કે ગુલામ જંગલીઓનો હલ્લો આવે છે, હેવાનીયત અને સંસ્કૃતિની વચમાં માત્ર રોમ ઉભું છે, ડાહ્યાં થઇને વહારે ધાવ. નહિં તો દુનિયાની સંસ્કૃતિ ભયમાં આવી પડશે.

રોમપર દશે દિશામાંથી માલિકીના આશિષ ઉતરતા હતા. માલિકીના મહાત્માઓના નૈતિક ટેકા દોડયા આવતા હતા, લક્ષ્મીનંદનો લક્ષ્મી ઠાલવવા મંડી પડયા હતા. અમબ્રીયાથી, ગ્રીસથી મદદો આવતી હતી. ઉત્તર આફ્રિકાના રોમન સંસ્થાનમાંથી રોમ પહોંચવા કતારો નીકળી પડી હતી.

( ૨ )

**બીજી** બાજુ મ્યુટીનાનું મથક ભારે હિલચાલ જગવી રહ્યું હતું. નવી ભઠ્ઠીઓ દિવસ રાત ફૂંકાતી હતી. નવાં હથિયારો નિપજતાં હતાં. નવા દાવ શિખાતા હતા. રોજ રોજ રોમપરના નકશા વિચારાતા હતા. સંગ્રામ સમિતિ મળતી હતી. મ્યુટીનામાં ભેગી થયેલી આઝાદ ફોજ પચાસ હજાર જેટલી થઈ ગઇ હતી.

પણ આઝાદ ફોજમાં અણિની વેળાએ એક આફત જાગી હતી. ગેનીકસ આડો થયો હતો. એને મનાવતાં, સમજાવતાં આજે દશ દિવસ વહી ગયા હતા. અને હવે જેમ વખત જાય તેમ રોમનો બચાવ વધારે મજબૂત બનતો હતો, રોમનું લશ્કર વધ્યુંજ જતું હતું. આજે છેવટનો નિકાલ કરવા આઝાદ ફોજના બધા સરદારો, મુખીઓ, નાયકો એકઠા મળવાના હતા. ક્લીઓન અણનમ હતો, સ્પારટેકસ તો રોમપર એકલો જઇને મરી ફીટવા તૈયાર હતો, પણ ગેનીકસે ઉભી કરેલી બીક, ટુકડીઓમાં પથરાતી હતી. દશ હજાર ગેનીકસની સાથે દરિયા કિનારે જઈ વહાણો લઈ ઇટાલી છોડીને હંકારી જવા તૈયાર હતા.

તેમને મન રોમ એ દૈવી નગર હતું, માલિકોનું મહાનગર હતું.

કદિ ન જીતાવાનું વરદાન પામેલું હતું. રોમપર ચઢવાના સ્પારટેકસના સાહસ સાથે તેઓ અસંમત હતા.

મ્યુટીનાનો જૂનો ગઢ આજે આઝાદ ફોજના આગેવાનોની અખંડ આવજા બન્યો હતો. ગેનીકસને સમજાવવાની બધી મહેનત મિથ્યા ગઇ હતી. સાંજ પડતાંજ બધા આગેવાનો એક પછી એક આવી ગોઠવાતા હતા, મોટી બ્યાસપીઠ એકલા સેનાનીઓ માટે ખાલી રખાઈ હતી.

ધીમે ધીમે આઝાદ ફોજના સરદારો આવવા લાગ્યા. ગરશોમની ખોટ આજે સ્પારટેકસને સૌથી વધારે સાલતી હતી, જુડીથ પણ હંમેશ માટે ચાલ્યો ગયો હતો. કલીઓન એકલો લંગડાતો આવ્યો અને ગોઠવાયો. એનો ઘવાયલો પગ હજુ પૂરેપૂરો સારો થયો નહોતો.

પછી બહાર એક સામટાં ખુશીના ફૂંકાયાં. આગળ ક્રેસટસ અને આયોલા હતા, વચમાં સ્પારટેકસ હતો. સ્પારટેકસની પાછળ લેવીનીયા મેલા સાથે હતી. લેવીનીયાના હાથમાં મેલાનું બાળક રમતું હતું.

સ્પારટેકસ આવ્યો અને બેઠો. એક પળવાર સંપૂર્ણ શાંતિ પથરાઈ ગઈ. બીજી પળે એકલો સ્પારટેકસ શાંત સ્થિર અને ગંભીર બોલતો હતો.

"લાફાટાની લડાઇમાં આપણા એક હજાર કપાઈ ગયા છે. સંખ્યા ધાર્યા કરતાં ઘણી ઓછી કહેવાય. આપણી મુખ્ય બેઠક મ્યુટીનામાં ગોઠવ્યા પછી આજે આપણી સંખ્યા પચાસ હજારની થઈ છે. હજારોની સંખ્યામાં આપણે તરવારો, ફરશીઓ અને બખ્તરો મેળવી શકયા છીએ, નવાં બનાવી શકયા છીએ. આપણી તૈયારી મારી નજરે પૂરેપૂરી છે, દુશ્મનોની તૈયારી પણ અધૂરી નથી."

"હવે આપણે રોમપર ધસી રહ્યા છીએ ત્યારે ગરશોમ અને જુડીથ મરણ પામ્યા છે, કલીઓન જીવતો છે પણ ઘવાયો છે, પરંતુ આપણી વચ્ચે આ કટોકટીમાં છે તેથી આપણને ખુશી થાય છે. એ

ઉપરાંત આપણી લીજીઅનોના સરદારો, કતાસેના નાયકો અને ટુક-ડીઓના મુખીઓ બધા બરાબર અને હુશિયાર છે."

સ્પારટેકસ પત્થરની પ્રતિમાની જેમ બોલ્યે જતો હતો ત્યારે સૌની નજર ગેનીકસપર ગોઠવાઈ અને સ્પારટેકસે આગળ ચલાવ્યું.

"આપણે મ્યુટીનાથી આગળ ઉત્તરના માર્ગપર કૂચ કરશું ત્યારે થોડેજ દૂરથી ટેકરીઓ પરથી માલિકોનું મહાનગર રોમ તેનાં મિનારાઓમાંથી ડોકાતું આપણને દેખતું હશે. એ મોટા મિનારાવાળી, વિશાળ બજારોવાળી, રોમ નગરી સાત ટેકરીઓપર પથરાઇ છે."

"કોઈ કાયર તેનાથી બીક પામી જાય, કોઈ ઉતાવળો આભો બની જાય, કોઈ અંધારા તેનાથી અંજાઈ જાય, પણ આઝાદ ફોજ એ મહાનગરીથી ડરતી નથી કે તેને દેવોનું નગર માનતી નથી કારણ તેનું એકે એક બજાર, એકે એક મિનારો, એકે એક ચોક, એકે એક દિવાલ ને બગીચો, ગુલામની મહેનતથી, ગુલામના પરસેવાથી, ગુલામના લોહીથી ને હાડમાંસથી બંધાયાં છે."

"જેણે તે બાંધ્યું છે, જેણે તેનું નિર્માણ કર્યું છે, જેણે તે નિપજાવ્યું છે તે ગુલામ આજે પોતાનું લેવા જાય છે. એ ન્યાયની વાતનું જેને જ્ઞાન નથી તેજ રોમનગરીથી મોહ પામી દરિયામાં પડવા જાય છે."

"આપણે તો આજે એ રોમ પર ચઢાઇ કરવાનો નિરધાર કરવાનાં છીએ, કારણ તે આપણું છે. એ ચઢાઇ કરીને રોમની સાત ટેકરીઓપર ફાળ ભરતા પશુને આપણે મ્હાત કરવાનાં છીએ, એ પશુનો—માલિક પશુનો આપણે વધ કરવાનાં છીએ, ને તેના ભયાનક હાડપિંજરને આપણા સંગ્રહસ્થાનમાં પૂરવાનાં છીએ, આપણાં બાળકો એકવાર રોમની સાત ટેકરીપર રહેતા અને આખા ઇટાલીપર કેર વર્તાવતા એ પશુને જોશે ને હસશે અને નવી દુનિયાની રચનામાં આવતીકાલ આપણને માલિક પશુનો વધ કરનાર વીર માનવો માનશે."

"આપણે આવતીજ કાલે એ પશુને નાથવા કૂચ કરીએ છીએ ત્યારે આપણી આઝાદ ફોજનો એક સરદાર રોમનગરીથી ડરીને દરિયા તરફ દોડી જવા માગે છે. લડાઇનો ને રણભૂમિપરનો તો એવો નિયમ છે કે એમ ભાગી જનારને વિંધી નાખવો જોઇએ."

"પણ એ એકલો નથી. એની સાથે જવા બીજા દશહજાર તૈયાર થયા છે. ગેનીકસ સરદાર છે. એ દશહજારનાં નામ મેં તૈયાર કરાવ્યાં છે. એ દશે હજાર એમને જરૂર પૂરતી ખોરાકી, પોશાકી ને હથિયારો લઈ આપણે વિખરાયા પછી ચારજ કલાકમાં આઝાદ ફોજની છાવણી છોડી જાય, એવો તમે સૌ સંમત હો તો મારો હુકમ છે. ચાર કલાક પછી એ આપણા માણસો નથી અને બીજા ચાર કલાક પછી એમાંના જે આપણી હદમાં હશે તેમને સંતોષકારક કારણ નહિ મળે તો દુશ્મનો ગણવામાં આવશે."

"એ બધી જોગવાઇ થઈ ગઈ છે. એ જતાં બાકીના ચાલીસ હજારની સેના કાલે રોમપર ચઢે છે, તેમને કોઈ રોકી શકશે નહિ."

સ્પારટેકસે એનું લાંબુ ભાષણ પુરૂં કર્યું અને ગેનીકસ ઉભો થયો. ગેનીકસની સાથે બીજા બે ઉભા થયા.

સ્પારટેકસે ત્રણે જણને વ્યાસપીઠ પાસે બોલાવ્યા ને ત્રણે જણ ચૂપચાપ ચાલ્યા ગયા.

થોડીવાર સુધી આખા ખંડમાં મરણ જેવી શાંતિ પથરાઈ ગઈ.

પછી સ્પારટેકસ ઉભો થયો, અને એની પાછળ પોતાનું બચ્ચું લઇને ઉભી રહેલી મેલા તરફ ફર્યો. સ્પારટેકસે ગરશોમના બાળકનો હાથ હલાવ્યો ને બોલ્યો:

"મારા બાળક તારે માટે નવી દુનિયા રચવા આપણે રોમપર ચઢશું ત્યારે મારા ઘોડા પર મારી આગળ તું બેસીશને!......"

"આપણે આવતી કાલની પ્રચંડ તૈયારી કરવા છુટા પડીએ છીએ" કેસટસે જાહેરાત કરી અને સૌ ભારે પગે વિખરાવા લાગ્યા. એકલો સ્પારટેકસ સૌની વચમાં શાંત અને પ્રસન્ન દેખાતો હતો.

## પ્રકરણ ૨૭ મું.

### "લેક્સ, સર વોરમ."

આઝાદ ફોજની છાવણીને મધરાત પછી જાગી જવાનો હુકમ હતો. મધરાતનું બુશીના બોલ્યું અને પછી છાવણીના એક પછી બીજા વિભાગમાં મશાલો ઝબૂકવા લાગી.

મેલા ઉઠી હતી અને એના બાળકને લઈને સ્પારટેકસના ખંડ પાસે ઉભી હતી. થોડીવારે લેવીનીયાનું ડોકું બહાર દેખાયું અને એણે પૂછ્યું:

"સ્ટ્રેટેગોસ જાગે છે?"

"હા."

"વીવા લીબેરા." એણે અંદર આવતાં બૂમ પાડી.

"સ્પારટેક્સ ઉઠીને સામો આવ્યો અને એના હાથમાંના બાળકને રમાડતો બોલ્યોઃ

"છોટા ગરશોમ, તારે રહેવા માટે આપણે રોમમાં એક મોટો મહેલ લેવા જવાના છીએ. તારી મેલા તને પીઠ પાછળ બાંધીને લડે ત્યારે રડતો નહિ."

બાળક સ્પારટેક્સની દાઢી તાણતો હસી રહ્યો.

"ક્રસટસ ઉઠયો?" પાછું એણે પૂછયું.

"ના, ઉંઘે છે."

"ભલે ઉંઘે, રાતના ઘણો મોડો સૂતો છે."

"એ ઉઠે એટલે હું થોડી તૈયારી કરી નાખું." બોલતી મેલા ચાલી ગઈ. અને સ્પારટેક્સ પાછો એના ખંડમાં પેઠો ને લખવા બેઠો.

એ લખતો હતો, **"લેક્સ, સરવોરમ"**.

એણે થોડીવારે લખાણ લેવીનીયાના હાથમાં મૂકયું. "લેવીનીયા, આની નકલો કર... પ્લેટોએ લખ્યું હતું એની માલિક જમાત માટે, અને પૃથ્વી ન પહોંચી શકે ત્યાં આકાશમાં લટકાવી રાખ્યું હતું. આપણે માનવી–માનવી વચ્ચેનું સમાન રાજ માલિકોનો વધ કરીને રચશું ને તેમ કરતાં લોહીની નદીઓ ભલે રેલાઈ જાય."

સ્પારટેકટસ ઉભો થઇને એના ખંડમાં આંટા મારી રહ્યો. લેવીનીયા લખવા બેઠી. આઝાદ ફોજની એ આખા ઈટાલી જોગ જાહેરાત હતી."

"અમે રોમપર ચઢીએ છીએ. અમે રોમમાંથી જ નહિં આખા ઈટાલીપરથી ગુલામીને અને ખાનગી માલિકીને નાબૂદ કરવા માગીએ છીએ. અમારા નવા તંત્રમાં આજના માલિકોને પણ ગુલામ બનાવવામાં નહિં આવે. માનવીમાત્ર સરખાં ને સમાન હશે. અમે અમારી આઝાદી માટેજ નહિં, માણસમાત્રની સ્વતંત્રતા સર્જવા કૂચ કરીએ

છીએ, અને અમારા માર્ગમાં જે આડાં આવશે તેમને ખતમ કરીને આંબળ વધવાનો અમારો નિરધાર જાહેર કરીએ છીએ."

અને પછી આઝાદ ફોજની છાવણીએ ઉત્તર તરફ એક ઝબકારો જોયો. ઉત્તરનાં જંગલોપર એક મોટો તારો ખરતો હતો અને અંધારાં જંગલપર આગ વરસાવતો હોલવાઇ જતો હતો.

ભગવાનમાં આસ્તાવાળાંએ આંખો ઢાંકી દીધી અને પવિત્ર શબ્દો ઉચ્ચાર્યા, ભગવાન વિનાનાં ખડખડાટ હસી પડ્યાં, એ બંને વિનાનાં માલિકોને શાપ આપી રહ્યાં.

ક્લીઓન એના તંબૂની બહારથી અંદર આવ્યો અને ઉંઘતી પોરાને ઉઠાડવા બોલ્યો: "ઉઠ પોરા, તારો ખરે છે, એક તો ખર્યો, અને બીજો ખરશે."

"હું તો નથી ઉઠતી ને તુંય સૂઇ જા. મોટો તારા ખેરવનારો." બોલતી પોરાએ ક્લીઓનને દાબી દીધો. "ઉંઘી જા."

"ઉંઘી જવાય! બધા ઉઠી ગયા છે."

"બધા ઉઠયા હશે, નવરા......તું વહેલો ઉઠી શું કરવાનો છે, પગ તૂટશે." પોરાએ ક્લીઓનને પકડી રાખ્યો.

"ક્લીઓન, ક્લીઓન." લેવીનીયાએ ક્લીઓનનું બારણું ખોલી નાખ્યું. ક્લીઓન શરમાઇને પોરાની બાથમાંથી ઉભો થઇ ગયો. 'એ તો આ લુચ્ચી........"

"પણ હું પૂછું છું ક્યાં કે કોણ લુચ્ચું! એ લુચ્ચીને અને શાહુને સ્પારટેકસ બોલાવે છે. કહે છે કે કેમ હજુ સુધી દેખાયો નથી."

"એ તો..........."

"એ તો, એ લુચ્ચી...આજે છેલ્લી રાતે ગેલ કરતાં હશો?" લેવીનીયા વચમાં હસી ઉઠી.

"આજની રાત છેલ્લી છે? મને એની ખબર નહોતી." ક્લીઓન હસતો બોલ્યો.

"ન જોયો તારો ખર્ચો તે મોટો મણનો !"

"મેં તો જોયોતો, ને આ પોરાને કહેવા ગયો ત્યારે...ને પાછા તમે આઝાદ ફોજનાં નારી-પ્રમુખ કહો કે એ લુચ્ચી નથી."

"મેં એવું ક્યાં કહ્યું છે ? ઉઠ પોરા." લેવીનીયાએ પોરાનો પગ ઝાલીને ખેંચ્યો. પોરા ખડખડાટ હસી પડતી, શરીરે ઓઢેલું કપડું વિંટતી બેઠી થઈ ગઇ.

" 'લેક્સ સર વોરમ' લખાઈ ગયું છે. તમે બંન્ને તૈયાર થઇને આવી પહોંચો એકદમ."

"એકદમ." બોલતી પોરા એની પથારીમાંથી કૂદીને ઉભી થઇ ગઇ.

અને લેવીનીયા ચાલી ગઈ.



# પ્રકરણ ૨૮ મું.

## રોમન સીનેટ.

રાતના સીનેટ આખી રાત રોમમાં મસલત કરતી બેઠી
તી. બધી સત્તા માર્ક્સ, લીસીનીયસ, ક્રેસસને સોંપાઈ ગઈ હતી.
સુલાના વખતમાં રણભૂમિપર પ્રખ્યાત થએલો, ઠીંગણો ને
ક્કો ક્રેસસ સીનેટ સાથે વ્યૂહ રચતો બેઠો હતો. રોમની આસ-
ાસની કિલ્લેબંધી જોરશોરથી ચાલુ થઇ ગઈ હતી.

પણ એ એકલો અંદરથી આઝાદ ફોજથી ડરતો હતો, અને
થી એણે છબેરીયામાંથી પોમ્પીયસને તાબડતોબ બોલાવવા ક્યાર-
ય કર્યું હતું. આજ સવાર પહેલાં પોમ્પીયસ સીધો સીનેટમાં
ાવી પહોંચવાનો હતો.

"સીશિલીથી આપણાં જહાજો આવી પહોંચ્યાં છે?" એણે એક સામે બેઠેલાને સવાલ કર્યો.

"જી."

"કદાચ આપણે દરિયો દેખવો પડે તો...જો કે સ્પારટેકસને એનો કાળ રોમપર ચઢાવે છે, રોમને કોઈ જીત્યું નથી, જીતવાનું નથી......" એ ચાંદીની છત તરફ તાકી રહ્યો. એની આંખ સામે ભયંકર આકાર એકઠો થતો હતો. "હેનીબાલ જેવો પણ ઝબ્બે થઇ ગયો."

એને એક વાત યાદ આવી. એણે ઉતાવળા એક ચિઠ્ઠી લખી નાખી:

"આજે તારો ખર્યો છે, તમેય જોયો હશે. તમે આપણા મંદિર ચોકમાંથી...ઘેટાના પેટમાં અને એક ગુલામનો વધ કરી તેનાં આંતરડામાં જોઇને રોમના લોકો જોગ જાહેરાત કરજો કે થ્રેસીયન ગ્લેડીએટરના નાશનો તારો ખર્યો છે...એવો દૈવી અવાજ છે."

એણે કાગળ બંધ કરીને એક દોડતા ઘોડેસ્વારને કેપીટોલાઇન જ્યુપીટરના વિશાળ મંદિર તરફ રવાના કરી દીધો.

વહેલી સવારે કેપીટોલાઇન જ્યુપીટરના વિશાળ મંદિર ચોકપરથી જનતા જોગ મંદિરના અવધૂતે જાહેરાત કરી:

"રોમન પ્રજાજનો આનંદો ને મચી પડો, ભગવાન જ્યુપીટરનો બોલ છે કે ખરતો તારો ગ્લેડીએટર થ્રેસીયન સ્પારટેકસનો છે અને એ તારાની જેમ તેનો નાશ થશે."

અને સવાર થતાં ઇબેરીયાથી પોમ્પીયસ આવી પહોંચ્યો તે વખતે એક રોમન જાસુસે આવી માહિતિ આપી કે ગેનીકસ અને બીજા દશ હજાર આઝાદ ફોજને છોડી ગયા છે તથા થ્રેસીયન ગ્લેડી-એટર સ્પારટેકસ વહેલી સવારે રોમપર ચઢવાની કૂચ શરૂ કરે છે."

"આવવા દો...કેપુઆ ને મ્યુટીનાના એ ગુનેગારો અહીંજ ખતમ થવાના છે." પોમ્પીયસ બરાડ્યો, ને ક્રેસસ તરફ જોઈ રહ્યો. "આપણી સંખ્યા એક લાખની તો થઈ ગઈ છેના?

"વધારે......" ક્રેસસે એની દાઢીની અણિપર આંગળી ઘસી જોઇ.

અને તરતજ બીજો જાસુસ આવ્યો ને કુરનિશ બજાવી બોલ્યો:

"નામદાર, થ્રેસીયન ગ્લેડીએટર, સ્પારટેકસ મ્યુટીનાથી નીકળી ચૂકયો છે. આઝાદ ફોજ જોરથી આગળ વધે છે."

"ખબરદાર!" પોમ્પીયસ બરાડી ઉઠયો ને પગ ઠોકી ઉભો થઈ ગયો. "એ ચાલીસ હજાર જંગલીઓને ફોજ કહી છે તો... ...અને આઝાદ! એ શબ્દ એ હરામખોરો માટે મને ગમતોજ નથી."

ક્રેસસ એના અણિદાર નાક નીચેના દાંત દેખાય તેમ હસી રહ્યો. જાસુસ ચૂપચાપ ચાલ્યો ગયો.

પોમ્પીયસનો પડછંદ દેહ સળગતી આંખોમાંથી આગ વરસાવી રહ્યો. એનો ગુસ્સો કયાંય સુધી શાંત થયો નહિ.

"રોમપર ચઢતા ગુલામોનો નાશ થશે જ." ક્રેસસ પોમ્પીયસને સમજાવતો હતો. "હીકેટાનું ખૂન થઇ ગયું છે. આપણે કરાવ્યું...... એણે સરજેલા બધા ગુબારા એના વિના નકામા છે."

પોમ્પીયસ શાંત થતો સાંભળતો હતો.

અને ફોરમની બહાર રોમની કતારોની ઉન્માદી કૂચકદમ સંભળાતી હતી. રોમનાં મુરલીધરો રસ્તાપરની ટુકડીઓપર ફુલ નાખતાં હતાં. રોમનાં ઝરૂખામાંથી રોમની સુંદરીઓ મોરચાપર જતી ટુકડીઓને હાથ હલાવી વિદાય આપતી હતી. રોમનાં મંદિરો ઘંટનાદ કરતાં હતાં. રોમનાં બજારોમાં ભીડ માતી ન્હોતી.

"લુડાના આરસના સિંહો પણ બરાડી ઉઠયા હતા."

રોમના બજારમાં રોમનલોક વાત કરતો હતો.

ત્યારે ફોરમમાં બેઠેલી સીનેટના ભોંયરામાં દારૂનાં પીપોનો એક કાંણો રમેવાળ ગુલામ છોકરીનો ગાલ પકડીને દારૂની પ્યાલી આપતો કહેતો હતો: "લે, પી.........તુંય પી........તારો થ્રેસીયન જીતશે. તું મારી સીનેટ ને તું.........." અને લથડતો ખસી જતી ગુલામ છોકરીને બાથમાં લેવા જતો હતો.

## પ્રકરણ ૨૯ મું.

### રોમ !

અને આઝાદ ફોજ રોમપર કૂચ કરતી હતી.

આઝાદ ફોજમાં ધૂંધવાતા ઝંડા ફરકતા હતા. રોમ તરફ જાણે ઉડતી હોય તેવી આઝાદ ફોજનાં ઘોડાપૂર ધસમસતાં ધસતાં હતાં.

જાણે પ્રચંડ બનેલો પડકાર ધસતો હતો.

"લીજીઓ, લીબેરા.........લીજીઓ લીબેરા......"

અને એક બપોરે આઝાદ ફોજ એનાં ઉંચાણપરથી માલિકોનું મહાનગર રોમ દેખતી હતી. કૂચ અટકતી હતી. તંબુઓ ઠોકાતા હતા.

ત્યારે માથાપર સુરજ પ્રકાશતો હતો. ધૂમ્મસ તદ્દન ઉડી ગયું હતું.

નરનારીઓ અને બાળકો બધાં દેખતાં હતાં, માલિકોનું મહા-નગર રોમ દેખાતું હતું.

કેમ્પેનાપરથી સેબીન ટેકરીઓપરથી આઝાદ ફોજનાં સૈનિકો રોમ દેખતાં હતાં.

નીચે મોન્સ સીસ્પીયસની વિલાસ વાટિકાઓ લીલીછમ લહેરાતી હતી, ડોરિક દેવળોનાં લાંબાં છાપરાં પથરાતાં હતાં, મોન્સ ઓપીયસ ઝગારા મારતું હતું, મોન્સ પેલેટીનસ ભયાનક ભવ્ય હતું અને દક્ષિણ તરફ એવેનટાઇન અને ઉત્તર તરફ કેપીટોલાઇન ટેકરી-પર જ્યુપીટરનું ગગનચુંબી દેવળ ચમકતું હતું.

"રોમ!" સૌના દિલમાં રોમ ધબકી ઉઠયું અને સૌના જીગરના સુતેલા ઘા લાલ બનીને ટપકી ઉઠયા. એક ભયાનક ચિતાર આઝાદ ફોજની માનવતાપરથી ઉડીને માલિકોના મહાનગરપર ઉડી રહ્યો.

એક ખૂણાપરથી કસીઓન એક ચિંતકની જેમ ઠંડી આંખે રોમ દેખતો હતો. ક્લોવસ સબરનસપર ગોઠવાતી માલિકોની ઘોડેસ્વાર ટુકડીઓનો આકાર દેખતો એ ગરકાવ થઈ રહ્યો. એના માથાપરના એક ઝાડપરથી એક લાર્કે ટહૂકો કર્યો. એણે ઝાડની ડાળીપર બેઠેલા નાનકડા પક્ષી તરફ જોયું, લાર્ક એનું ઈંડું સેવતી ગાતી હતી.

બીજી બાજુએ ઉતાવળા આવતા ક્રેસટસ અને આયોલા રોમ દેખતા હતા. સરકસ ફ્લીપીનીયસપરથી ચળકાટનાં મોજાં ઉડતાં દેખાતાં હતાં. ટાઇબિર નદીપર પડતાં કિરણો આંજી નાખે એવી રોશની ગુલામોપર ફેંકતાં હતાં. એ બધાંની પાછળ માલિકોનાં કમઠાણ, માલિકોનાં વિલાસ ભવનો, ને રંગમંડપો ને અનેક મિનારા દેખાતા હતા.

અને આઝાદ ફોજને દેખવા સીનેટ એના ફોરમના મિનારાપરથી તાક માંડતી હતી, છાપરાંપર, અગાસીઓપર અને ઝરૂખાંઓપર રોમ ઉપર ચઢાઈ કરીને આવેલા આ મહાભયને જોવા નાના મોટા આકારો

ફરતા થયા હતા. ભોંયરાંઓમાંથી, કોઢોમાંથી ગુલામો આઝાદ ફોજની ઉડતી વાતો ઝીલવા ડોકાતાં હતાં. અને છૂટકારાની છેલ્લી ઘડીનો ભરાતો દમ ખેંચતાં હતાં.

અને પછી છાવણીપર લટાર મારવા નીકળેલા સ્પારટેકસે એના ઘોળા ઘોડાને લગામ ખેંચી થંભાવી દીધો. એનેય રોમ દેખાતું હતું, માલિકોનું મહાનગર.

સ્પારટેકસ શરૂઆતમાં કલીઓન જેવી ઠંડી નજરથી રોમપર તાકી રહ્યો પણ પછી એની આંખમાં રમતા સાપ સરકવા લાગ્યા. એની આંખમાં છરીની ધાર જેવા વિચાર ફફડવા લાગ્યા.

"માલિકો ને માલિકણોનું ઘર......રોમ, જ્યાં પૃથ્વીપરનું સોનું વહ્યું આવે છે, ગુલામોના ગંજ વાગે છે......જ્યાં માલિકોનાં દેવ-દેવીઓ રાતના દરવાજા બંધ કરીને નગરની ચોકી કરે છે અને માલિકોની તરવારની અણીને ઘસીઘસીને તિણી કરે છે, ને માલિકોની લડાઈઓમાં વિજય અપાવે છે......જે માલિકોનાં લસ્કરો થ્રેસ અને ગ્રીસપર સોટો ચલાવે છે, દૂર દૂરના દરિયાપર રાજ ચલાવે છે, જ્યાં જાય છે ત્યાં જીતે છે ને જીતે છે ત્યાંથી લૂંટના ઢગલાઓ અને કાળાં રાજારાણીઓને રથપાછળ બાંધીને લઈ આવે છે......જ્યાં માલિક જમાતને દયાની, શાંતિની, સત્યની, ન્યાયની પરવા નથી અને તોય તેમના મહાત્માઓ એજ શબ્દોપર લોકસમાજને નચવે છે......તે સાત ટેકરીઓપર પથરાયલું રોમ......" સ્પારટેકસ જોઈ રહ્યો. આખું નગર એને એક મહાપશુ જેવું પ્રચંડ ને જાજરમાન જણાયું.

અને એણે પાછળ ફરીને છાવણીપર એક નજર નાખી. ગરીબો, બીધેલાંઓ, ભૂખે મરેલાંઓ, ત્રાસ પામેલાંઓ આજે આઝાદ ફોજ બનીને પડાવ નાખતાં હતાં.

એણે રોમપર પૂંઠ ફેરવી ને જાણે પોતાની ફોજને પૂછતો હોય તેમ બગડ્યો. "ખાનગી માલિક નામના પશુનો વધ......" એની

છાતીપર જાણે કોઈ બરફનો બનેલો હાથ પડતો હોય તેમ એક નિરાશાની પળ છાપો મારી પસાર થઈ ગઈ. એણે અક્કડ થઈને એ નિરાશાને ખંખેરી નાખવા પોતાની જાતને જવાબ આપ્યો. "જંગલ જગત જીવલેણ હતું ત્યારથી બધાંને ખાઈ જનારાં માલિક પશુઓ સંહારાતાં જાય છે, મોટી મગરમચ્છો, રાક્ષસી ગીલોળીઓ, જંગી ગેંડા ને ચિત્તા.........મરી પરવાર્યાં છે તો આ છેલ્લો માલિક પશુ પણ એની ગરદનપર અમરપટો લખાવીને ઓછો આવ્યો છે!"

પછી એની ઉત્તેજીત કલ્પના એની સામે જોરદાર આકારો રચી રહી. આઝાદ ફોજ રોમના ફોરમમાં કૂચ કરતી હતી, માલિકી મહાત થતી હતી, યુગ યુગનાં અંધારાં છોડી ગુલામો આઝાદ બનીને છૂટતાં હતાં. બાપ દિકરા, મા દિકરી, ભાઈ બ્હેનો, સ્ત્રી પુરૂષો એકબીજાને માનવતાના આઝાદ ઉંબરાપર ભેટતાં હતાં, એ ઉંબરો રોમ હતું. રોમપર લાલ ઝંડો ફરકતો હતો."

અને એ બધા આકારોમાં એક આકાર બનીને સ્પાર્ટેકસ આનંદ પામતો હતો.



## પ્રકરણ ૩૦ મું.

## રોમન રાત્રિ

રોમન રાત્રિ શરૂ થઈ હતી. રોમપરથી ઉજાસ ઉઠતો હતો. સવારમાં રોમન હલ્લાની રાહ જોતાં સ્કાઉટો અને ચોકીદારો સિવાય રોમન છાવણી બક્તરમાંજ આરામ કરવા આડી થઈ હતી. મધરાતનું ધૂમ્મસ ગાઢું વરસતું હતું.

આચોલા, મેલા અને કૈસટસ તાપતાં હતાં. સ્પારટેક્સ એના તંબૂમાં ઉંઘતો હતો. લેવીનીયા બહાર નીકળીને ધૂમ્મસ ને અંધારામાં તારા શોધવા મથતી હતી. કલીઓન એના તંબૂની બહાર બેઠો બેઠો દૂર દેખાતી રોમન ટેકરીઓપર રોમન સ્કાઉટોએ સળગાવેલી તાપણી-

ઓના ભડકા ગણતો હતો. પોરાએ એકદમ ભૂખ લાગી ઉઠવાથી અંદરનો ચૂલો ચેતાવ્યો હતો.

કલીઓને આખી છાવણીને વિંધીને આવતા ઘોડાનાં ડાબલા સાંભળ્યા અને બીજીજપળે એણે આવનારને દૂરથી દેખ્યો.

"શું છે સમાચાર?" કલીઓન લાકડાની ઘોડીપર બગલ ટેકવી ઉભો થતો બોલ્યો.

"આપણે ઘેરાઇ ગયા છીએ.......પીસેનેમ તરફથી મમીયસ પંદરહજાર ઘોડેસ્વાર લઇને આપણી પાછળનાં જંગલમાંથી ગોઠવાતો વધે છે ને પચાસ હજાર આ પાર ઉતરીને આગળ વધે છે.....બીજા પચાસ હજાર રોમમાં છે તે ઉતર્યા જ જાય છે. ચારજ કલાકમાં પહેલો હલ્લો................."

"જા દોડ, સ્પારટેક્સને જગાડ......" કલીઓને ચીસ પાડી.

"ચાર કલાકમાં...ચાર કલાકમાં શું?" પોરા ધસીને બહાર નીકળી.

"ચાર કલાકમાં હલ્લો આવે છે. તું બક્તર પહેર, મારૂં બક્તર લાવ. આપણા બંનેના ઘોડા...ચૂલામાં પાણી નાખ, તાવડી પાડી નાખ..." કલીઓન ઉતાવળે બોલ્યે જતો હતોઃ "મમીયસે આપણો પાછલો રસ્તો લઇ લીધો છે...મમીયસ રોમન માલિકાનો ભયંકર લડવૈયો છે."

થોડીવારે પેલો સ્કાઉટ દોડતો આવ્યો ને ઉતાવળો બોલ્યોઃ

"સ્પારટેક્સ તૈયાર થાય છે. ત્યાં પહોંચો."

અને આખી આઝાદ ફોજની છાવણી ઝબકીને જાગી ઉઠી. આઝાદ ફોજમાં એક શ્વાસ ને એક ધબકારો ધબકી ઉઠયો. તૈયાર થવાનાં બુશીના એક પછી એક ફુંકાતાં હતાં.

મેલાની કાખમાં બાળક રડતું હતું. લેવીનીયા સ્પારટેક્સની આંખમાં ખૂમરાણ દેખતી ઘોડો પલાણતી હતી. પોરા, ને કલીઓન તૈયાર થઇને આવતાં દેખાતાં હતાં. હુકમ લેવા બધા નાયકો એક પછી એક દોડતે ઘોડે પહોંચતા હતા.

"આશા નથી......" સ્પારટેક્સે ક્લીઓન અને પોરાને પોતાની સામે ઉભેલા જોઇ માથું હલાવ્યું.

મેલા સમજી ગઈ. પોરાની તોફાની આંખો ભયંકર ઘેરી બની ગઇ. ક્લીઓનની ઠંડી આંખો સ્પારટેક્સમાં પોતાની અંદર ઉઠતો અવાજ સાંભળી ઠરી જઇને જોઈ રહી.

"સ્ત્રીઓમાં પોરા અને મેલા અને ફ્રેસટસ અને એઇલિ...મને એઇલિમાં જોર જણાય છે. આજે અઢાર વરસની ઉમ્મર છતાં એની યાદી ગજબનાક છે."

"તેમનું શું?" પોરા વચમાં બોલી.

"એટલાં ચૂપચાપ ભાગી જાય ને સિશિલી પહોંચે." સ્પારટેક્સનો અવાજ આવ્યો.

"પણ સ્ટ્રેટેગોસ......" પોરાના હોઠ ફફડયા.

"મારૂં ફરમાન છે, કદાચ......તું જા અને એઇલિને લઇ આવ......મારી રજા લેવા નહિ આવશો, જલદી ચાલ્યા જાવ."

"પણ........" પાછી પોરા અચકી.

"પણ ને બણ......હું તમને સિશિલીમાં આનંદ કરવા કે જીવવા નથી મોકલતો; ત્યાંના ગુલામો બળવો કરવાના છે........ તમે ત્યાં જઇને બળવાની આગ ફુંકો. અહિંથી હોલાઇ જાય તો ત્યાં સળગે."

"પણ મને સાંભળવાનીય નહિં?" પોરા કરગરી પડી.

"ક્લીઓનનો પગ નથી પણ ઘોડાપર બેઠા પછી એ ચાર પગે કૂદશે, રોમન સીજીનીઅનોમાં હાહાકાર વરતાવશે.........હુંય તને અમારી સાથે આવવા પ્રાર્થના કરૂં છું તે આનંદ કરવા નહિ. સિશિલીમાં તારી આગ........"

"તું જા, પોરા...મારે નથી સાંભળવું." સ્પારટેક્સે કાન દઇ દીધા.

"તારે સાંભળવું નથી?...કેમ નથી? તારી જાત તારી નથી...

...જો આઝાદ ફોજના એકેએક સૈનિકને સાંભળે તો પોરાનો અવાજ સંભળાય......મને આજની રાત મહાસેનાની થવાની તાકાત છે."

"તારી તાકાતની મને ખબર છે...આજે તને સાંભળવાની મારી તાકાત ગઇ છે. આજની રાતનો હુંજ મહાસેનાની છું, મારૂં તનેય ફરમાન છે...તું ચૂપ થઈ જા...આ ગુલામોની આઝાદ ફોજનું હું અંગ છું...તું...કે કોઇ તેને કાંપો નહિ, મારાથી તે સહન થશે નહિ."

સ્પારટેક્સનો મરણિયો અવાજ આક્રંદ કરી રહ્યો, અને સ્પારટેક્સ એના તંબૂમાં પેસી ગયો.

"પોરા જા, આપણા મહાસેનાનીનો છેલ્લો હુકમ...જા, ક્રેસ્ટસ તું અને મેલા તું પણ........"

ત્રણે જણ ઉપર ચડતાં આંતરડાંને જોરથી દબાવતાં ચાલ્યાં ગયાં.

એમણે રસ્તામાં એક પછી એક ટુકડીને તૈયાર થતી દેખી. અનેક મશાલોને સળગી ઉઠતી જોઈ. ઘોડાપર છલંગ મારી ચઢતા લડવૈયા ભાળ્યા. લડવૈયા થતાં પહેલાં એકબીજાને બાથમાં ચગદતાં જોબનવંતાં દીઠાં.

"હું કુલીઓનને છેલ્લું કહેવાનું ભૂલી ગઇ કે........એણે જ લુચ્ચાએ મને હુકમ કર્યો ત્યાં......"

"ચાલ હવે ચાલ......" ક્રેસટસ ભયાનક ગરજ્યો અને પોરા ઘોડાને એડ મારી આગળ થઈ.

સૌથી આગળ ચાલતી મેલા એના બચ્ચાને દાબતી એક ઝાડ નીચે અવાજ સાંભળતી અટકી.

"એક સ્ત્રીની પથારીમાં એક પુરૂષ ઉઠવા મથતો બૂમ પાડીને બોલતો હતો. "પણ મને છોડીશ......ખુશીના બરાડે છે......"

"ખુશીના બરાડે નહિં...મધરાતે...મને ઉંઘતી મૂકીને......"

બંને હાથે સ્ત્રીએ ઉભવા મથતો પગ પકડી રાખ્યો હતો.

"તું ઉંઘતી નથી......હું જાઉં છું." બોલતા અવાજે જોર કર્યું ને એક ચીસ ઢળી પડી.

રણશીંગડાના રાગ જોતાં ચારે ઘોડેસ્વાર જોતજોતામાં છાવણી પસાર કરી ગયાં. એકલી પોરા અંધારામાંથી પાછું વળી વળીને જોતી હતી, અને મનમાં બબડતી હતી, “સ્પારટેકસ આવતો હોય તો......મારી સાથે એને મહોબત છે.”

પણ સ્પારટેકસ આવતો ન્હોતો. એની મહોબત આજ એને રોમપર ખેંચતી હતી. ટુકડીઓ ગોઠવાઇને વ્યૂહમાં ઉભી રહેતી હતી રોમન હલ્લો દેખાય કે તૂટી પડયા વિના અંધારામાં ને ધૂમ્મસમાં બીજો કોઈ ઉપાય નહોતો.

“કલીઓન આમ આવ.” સ્પારટેકસે કલીઓનને બાજુપર બોલાવ્યો. લેવીનીયાએ સ્પારટેકસ સાથે પોતાનો ઘોડો અડાડયો.

“કલીઓન, આપણા સ્કાઉટોને બોલાવી દરેક ટુકડીએ જાહેરાત કરાવ.”

“શું ?”

“કે આ રાતની લડાઇનો મહાસેનાની તું છે......અને હું...” મહાસેનાની એના જીનપાછળ બાંધેલી ફરસી છોડી રહ્યો.

“સ્ટ્રેટેગોસ, આજે તારૂં માથું !” કલીઓન વચમાં બોલ્યો.

“ભમતું નથી.” સ્પાટેકસે હસીને કલીઓનના ખભાપર હાથ મૂકયો. “હું મારી ઘોડેસ્વારોમાંથી પાંચ હજારની ટુકડીઓ લઈ.... મારી એકજ લીજીઅન લઇ મમીયસનો પાછળથી આવતો હલ્લો ખાળું છું. એ રોકાશે ત્યાંસુધી તું આગલી હરોળોને હંકાવી શકીશ... એ લડવૈયો કપરો છે.”

“એટલે તારે એના પંદર હજાર સામે પાંચહજાર લઇને જવું છે?”

“મારે ભાગ એટલાજ આવે છે......”

“ને મારે ભાગ મહાસેનાની પદ આવે......તારે એ કપરા સામે કૂદીને ઉતાવળા થવું છે એમને ! તું એ અંધારી કરવતોપર કૂદે ને પછી કદાચ આપણે જીત્યા તો અમારૂં શું ?”

"આપણે જીતવાના નથી." સ્પારટેકસ ભયાનક હસ્યો. "તારે ને મારે અંતર પડે તો થોડા કલાકનુંજ."

"મારે તો તારૂં જે ને તે સ્વીકારવાનુંજ......" કલીઓને ગુસ્સો કર્યો, "મમીયસ સામે હુંજ જઇશ."

"મારી સામે ગુસ્સો ન કર, કલીઓન, તું નહિ હુંજ જાઉં છું."

"જા" કલીઓનનો અવાજ એરણપરથી ઉતરી પડતા ધણ જેવો ઘસાયો.

"અને લેવીનીયા!" પાછો સ્પારટેકસ બોલ્યો:

લેવીનીયાનું ધબકતું હૃદય કાન માંડી રહ્યું.

"તું જા."

"કયાં?"

"રોમ, અને ત્યાંથી સિશિલી જજે......રોમન માલિકો તારો વધ કરશે નહિ ને કોઇ વેપારી વહાણ તને ના પાડશે નહિ, ત્યાં જઇને......તારા બાળકને જન્માવજે......તારા પેટમાં બે મહિનાથી બાળક બંધાય છે તેને અને સિશિલી પહોંચી બળવાની આગ જાગે તો તેમાં મને જોવાનો પ્રયત્ન કરજે......મને, કલીઓનને, ગરશોમને જુડીથને અને આજનાં ચાલીસ હજાર લડવૈયાને........."

"હા, જા લેવીનીયા......" કલીઓન બોલી ઉઠયો.

ઘંટીના બે પડ વચ્ચે કચડાતી હોય તેવી લેવીનીયા અવાક્ બનીને જોઇ રહી. એના ગાલપર ચોધાર નિતરી રહી.

"જા, લેવીનીયા....." પાછો પેલો અમાનુષી બનતો અવાજ ઘૂરકતો અવાજ સંભળાયો.

"મને તારી સાથે રહેવાનું મન હતું...."

"જેવું પોરાને......" પેલો અવાજ અટકી ગયો ને પાછો બોલ્યો: "આપણા મનને મારવું પડે છે ને કચડાતી, રિબાતી, હલાલ થતી, દુનિયાની સરજનહાર પિડિત જનતાના રહેંસાતા મનનો સાથ કરી આપણા ખાનગી અને અંગત મનને આડું આવે ત્યારે ઠેકી જવું

પડે છે......લેવીનીયા જા, ઉતાવળી થા, મને સમય નથી."

લેવીનીયા ઉતાવળી થઇ, ને ઘોડાપરથી સ્પારટેક્સને એક પળવાર......ખીજીપાં. એણે ફ્લીઓનના મોંઢા પાસે ગાલ ધર્યો ને ઘોડાને એડમારી, પણ થોડે દૂર જઇને એણે ઘોડો થંભાવી પાછા વળીને એકવાર જોયું. બંન્નેએ જવાબમાં હાથ ઉંચા કર્યાં.

અને પછી લેવીનીયા દેખાતી બંધ થઈ ગઈ.

અને પછી પાંચ હજારને મોખરેથી ફલીઓને વિદાય લીધી. ફલીઓને સ્પારટેકસના માથાપરના એબોલા નીચેની બે આંખોમાં આંખો પરોવીને જોયું અને એની છાતી એક પળવાર દુઃખી ઉઠી.

અને ખુશીના બોલ્યું.

પાંચ હજારને મોખરે એડ મારતા પહેલાં સ્પારટેકસે હાથ ઉંચકયો. એના ઉંચકેલા હાથમાંની ફરશી ફલીઓને એક નજરે પેટભરીને જોઈ લીધી, ને હોઠ દાબતો મનમાં બબડી રહ્યો, "એ ગુલામે ગજબ કર્યો..........આ ફોજ એણે બનાવી, દોરી,.......ઇટાલીની માલિકીનો કોઇ ઇતિહાસ લેખક એને બળવાખોર થ્રેસીયન, ગ્લેડીએટર, કે જંગલી કહેશે પણ..........ઇટાલીની ધરતીનો કણેકણ........ કચડાતી માનવતાના દિલનો નાનામાં નાનો સંચાર એને.........."

એ અવાક બનીને, એના ઘોડાપર જડાઈને થંભી ગયો.



## પ્રકરણ ૩૧ મું.

### રાત પછી દિવસ.

રાત પુરી થઈ ગઈ હતી અને કાળની ધરીનું પૈડું બનેલી પૃથ્વીએ એનો એક આંટો પૂરો કરી પાછો સુરજને દેખાડયો હતો. રાત પછી દિવસ ઉગતો હતો.

ટાઇબિરનો માલિક પશુ જીત્યો હતો, ગુલામ માનવી હાર્યું હતું.

ટાઇબિરને પેલે પારથી વહેતું લોહી ટાઇબરમાં વહ્યું'તું ને ટાઇબરે તે ચાખ્યું હતું. માલિકોની મહાનગરીની મહાનદી જેવી ને તેવી વહેતી હતી.

ટાઇબિરને પેલેપાર ગુલામોનાં શબ એકઠાં કરીને એક સાથે

ઢગલાબંધ સળગાવવાં શરૂ થયાં હતાં, ટાઇબરના કિનારાપરનું જંગલ કપાવા માંડયું હતું ને મોટા વિશાળ મેદાનપર હજારો વધસ્થંભ રોપાતા હતા. હજારો ગુલામો કેદ પકડાયાં હતાં ને હજુ પકડાતાં જતાં હતાં.

પોમ્પીયસ એના વિજયી બહાદુરોને લઈ રોમમાં કૂચ કરતો હતો. રોમની બારીઓ, અટારીઓ, છજાં ને જરૂખાં એ કૂચ કદમ પર મીઠી નજર ચમકાવતાં હતાં, ને મગરૂર હાસ્ય મલકાવતાં ફુલ વેરતાં હતાં.

સામે કિનારે ક્રેસસ પાતળો એના નાકની અણિ હલાવતો ને અણિદાર દાઢી ઘસતો બેઠો હતો. એની આંખો ઉંડી, ઠંડી ને ઘેરી સાપની આંખો જેવી ટગમગતી હતી.

એની સામે પોતાના હોઠપરનું ફીણુ ચાટતો મમીયસ બેઠો હતો. એ બટકો ને મોટા માથાવાળો હતો. એના વાળ વિખરાયલા હતા. એની હડાયકી આંખો તગતગતી હતી. એ તંગ કપડાં પહેરીને બેઠેલા માણસનું માંસ જોખવા બેઠેલા વેપારી જેવા ક્રેસસ તરફ જોઈ રહ્યો હતો.

"લેવીનીયા પાછી આવી ગઈ!" ક્રેસસે નીચલી દાઢ લંબાવી.

"આવી ગઈ......પણ પહેલાંની લેવીનીયાજ જાણે ન હોય...... હસતી નથી બોલતી નથી. એના આવાસમાં બેસી રહી છે."

"ગ્લેડીએટરનો શોક પાળતી હશે......ઠેકાણે આવી જશે થોડાજ દિવસમાં... ....રોમન આબોહવામાં." ક્રેસસ ખંધુ હસ્યો.

"ગ્લેડીએટરના બકતરમાંથી સંતાડેલું નીકળી આવ્યું છે." બોલતા મમીયસે એક કાગળનું ગુંછળું ટેબલપર મૂકયું. ક્રેસસે ઉકેલીને ઉપરનું વાંચ્યું. "લેકસ સરવોરમ" ને પાછું પછાડીને મૂકતાં દાંત દેખાય તેમ તિરસ્કારથી બોલ્યો: "સાલાંઓ ગાંડાઓ.........ગુલામોને પણ આઝાદ થવાની ને સરકાર ચલાવવાની ઘેલછા થાય છે."

"સંખ્યા પંદર હજારથી વધી જાય છે......સાંજ સુધીમાં અઢાર હજારનો આશરો થશે, નામદાર." એક હજુરીયાએ આવીને સમાચાર આપ્યા.

"તો વધસ્થંભો દરેક હારમાં અઢારસો હોય એવી અઢાર હારો રોપાઈ જવી જોઇએ, સાંજ સુધીમાં, આજે રોમના બધા મિસ્ત્રીઓ ને લુહારો એજ કામપર ચઢે, ને સુરજ આથમે તે પહેલાં વધસ્થંભો પર ગુલામોને ચોઢવાનું શરૂ થઈ જાય." ક્રેસસ પાછો એક દાઢ આગળ લાવી ચાવતો હોય તેમ બોલ્યો.

આવનાર નમન કરી ચાલ્યો ગયો.

(૨)

**બીજી** બાજુ આઝાદ ફોજનાં હજારો સૈનિકો પર્વત ને જંગલની દિશામાં પેટેલીયાના ચઢાવ ઉતરતા દોડતા હતા. કોઈ ઘોડાપર હતાં, કોઈ ઉઝરડાયલા પગે દોડતાં હતાં. કોઇની બગલમાં બચ્ચુ, કોઇને બચકો હતો, કોઈ કેડપર હથિયાર સાચવતું ભાગતું હતું. કોઈ ઘવાયલાં હતાં, કોઈ સાજાં હતાં, કોઇને પડી જવા સુધી થાક્નું ભાન ન્હોતું રહ્યું, કોઈના શરીરમાંથી લોહી વહી જતું છતાં ઘાનું અભાન હતું.

પાછળ રોમન શિકારીઓ દોડતા હતા, કોઈ વિંધાઇને, કોઈ કપાઇને, કોઇ તમ્મર ખાઇને પડતાં હતાં ને પડતાં ત્યાં મરતાં હતાં. કોઈવાર એમની પાછળ સળગી ઉઠતી જંગલની આગ દોડતી હતી, તો કોઇ ભૂખના દુઃખથી ભમી જતાં હતાં. કોઈ તાળવે ચોંટતી જીભની તરસ છિપાવવા પેટભરીને પી નાખતાં હતાં ને પછી ઉઠી શકતાં નહોતાં, એમના માથાપર ઉડતાં ગીધ એમની ધબી જવાની રાહ જોતાં ચીચીયારી કરતાં રોમન શિકારીઓને રસ્તો બતાવતાં હતાં.

પગ દોડતા નહોતા, ઘસડાતા હતા, આંખો દેખતી નહોતી,

અદીઠ જોતી હતી. શ્વાસ ચાલતા નહોતા, હાંફતા હતા, થાક લાગતો નહોતો, અંગ લચકાઈ પડતાં હતાં. આરામ નહોતા, માલિકના દેશમાં વિરામ હતા.

પેટલીયાની ટેકરીઓ તપી ગઈ હતી, ટપકતા ધાપર પવન વાતો હતો, વરસાદનાં ઝાપટાં વરસતાં હતાં. રસ્તા માર્ગ દેતા નહોતા, ત્યારે જીવજોગી નીકળેલી માનવતા, એકલા ધિક્કારની, ભૂખની, ભયંકરતાની, વિષાદની વિપરીત બનાવટ બનીને દોડતી હતી. રસ્તામાં આવતું તે ઉજ્જડ કરતી, સળગાવતી, સંહારતી આગળ વધતી હતી.

એવા ગુલામોના બળવાનાં પગલાં માલિકોનાં શિકારીઓ ભૂંસતાં હતાં. એવું ગુલામોના બળવાનું પ્રકરણ છેલ્લું લખાતું હતું, એવો ઇતિહાસ ગુલામોના બળવાને બીજા પરિબળના સંહાર નીચે ઢાંકી દેતો હતો.

માલિકોના લશ્કરના એક સરદાર મારસાલાને શિકારના પરવાના અપાયા હતા.

"મારસાલા......" એક જુવાન ગુલામ છોકરી એના તરતના જન્મેલા છોકરાનાં અંગ કાપતી રસ્તા વચ્ચે પથારો પાથરી રોમન ઘોડેસ્વારોની સામે હસતી બેઠી હતી, એણે આંખમાં શરમ આણી હતી, વેણીમાં વિંધ પાડ્યો હતો, એની ધબકતી છાતીપર ઉછળતા સ્તન, શિકારીઓ જોઈ રહ્યા, એમણે માલિકીના આવાસમાં આવી સુંદરતા દીઠી નહોતી.

"તું કોણ છે ?"

છોકરી જવાબમાં ખડખડાટ હસી પડી ને ઘેરી આંખ કરી બોલી, "સ્ત્રી, રોમમાં મારો માલિક......અહીં જાગીરમાં કામે હતી......અમથ્રીયામાં મારી કુખ પકવવા મોકલવાની હતી,...... પણ પેલા ઉપાડી જતા હતા......બળવાખોરો......"

પછી પાછળ આવતો મારસાલા આવી પહોંચ્યો, એણે પોતાના

જીવનનો આગળનો ભાગ સાફ કરી પૂછ્યું. "અહિં બેસવું છે કે આ તરવારની અણિપર !"

"તરવાર પર બેસવું હોત તો...આ મારા જન્મેલાના ટુકડા..." છોકરીએ જન્મેલા બચ્ચાનાં લોહી ખરડાયલાં અંગ બતાવ્યાં, મને ખબર હતી કે બાળક સાથે આપની સેવામાં હું......" છોકરી પાછી કોઠપર હેત લાવી હસી અને એની કુખમાં સંતાડેલી છરી બૂમરાણ કરી રહી, "ના, મારા મારસાલા આપ બેસાડો, છોકરીએ બંને હાથ પહોળા કરી અંગ વિકાસ્યાં.

મારસાલાએ સ્ત્રીને બાથ ભરી. એણે અનેક સ્ત્રીઓના સ્પર્શની લાગણી અનુભવી હતી પણ આવી નહિં. મારસાલા, એને ઉંચકીને ઘોડાપર બેસાડવાને બદલે ચૂમી રહ્યો.

છોકરીનો એક હાથ મારસાલા સાથે વહાલ કર્યું ને રમ્યો, બીજા હાથે પહેલો હાથ ન જાણે તેમ પેલી છરી મારસાલાનાં આંતરડાંમાં સેરવી દીધી.

એવો ઇતિહાસ ઈટાલીની ભૂમિપર સંકેલાતો હતો, શમતો નહોતો, અને તેમાં મારસાલાને પેલી અજાણ છોકરીના પ્રેમાચાર ભૂલાઇ ગયો હતો.

જેની કથા કરવા લોકવાયકા છૂટથી દોડતી હતી, જેનાં કવન કરવા કવિઓ પોતાની ઉત્તેજનાઓ ને ઇચ્છાઓ ઉમેરતા, પ્રાસ પાછળ અનુપ્રાસ દોડાવતા હતા. જેનો ઇતિહાસ લખવા માલિક–સરકારના સાક્ષર ઇતિહાસ અને અંતરનાદને એના ખલમાં ઘુંટતા બેઠા હતા, ને બળવો બૂઝાતો હતો.

અને રોમની માલિક સરકારની નિશાળનો નિશાળીઓ માથું ધૂણાવતો ગોખતો હતો, "ગુલામોએ બળવો કર્યો અને સરકારે દબાવી દીધો."

---

## પ્રકરણ ૩૨ મું.

### અભિસારિકા.

એના આવાસના ટાઇબિરપર ડોકાતા ઝરૂખામાં એ ઉભી હતી. પાછલી રાતના તારા ટગમગતા હતા. ટાઇબરના પાણીપરથી આકાશી પદાર્થોનો ચળકાટ પાછો ફેંકાતો હતો.

એ ઉભનાર રોમન માલિક સરકારના દરબારીઓની અભિસારિકા હતી. ગૂમ થઈ ગયા પછી ગઈ રાતની પાછી આવી હતી અને કોઇને પણ મળવાની ના પાડતી. એનાં જુનાં ગુલામો એને જાળીઓમાંથી, ખૂણામાંથી, સંતાતાં જોતાં હતાં, ગુસપુસ વાતો કરતાં હતાં, એ એમની સાથેય બોલી નહોતી.

તે આજે વહેલી સવારે ઉઠીને એની બે ગુલામ બાઇઓને ઉઠાડતી બોલી: "હું તૈયાર થાઉં ત્યાં સુધીમાં મારી ગાડી તૈયાર કરજો."

અને એ એના ખંડમાં અરિસાની દિવાલો સામે પોતાના અનેક પડછાયા દેખતી શણગાર સજવા ચાલી ગઈ.

એ શણગાર સજીને પાછી ઝરૂખામાં આવી ઉભી. આજે પહેલી વાર એને એનાં અંગ ભારે લાગતાં હતાં, પોપચાં ઢળતાં દેખાતાં હતાં, એના હોઠ એકલા સુકાતા હતા તે પર એ થોડી થોડી વારે જીભ ફેરવતી હતી.

એ લેવીનીયા હતી. માલિકોની લાડિલી અને મોંઢે ચઢાવેલી મગરૂર સ્ત્રી હતી. પણ આજે એની મોહકતા જેવી હતી તેવી પહેલાં કોઈવાર દેખાઈ નહોતી.

એ આજે જાગી ઉઠી હતી ત્યારે એના સ્વપ્નમાંથી ઝબકી હતી એની બાથમાંથી પેલો સ્પારટેકસ ગ્લેડીએટર ભાગી જતો હતો, ને એ ઝબકી ગઇ હતી, એકલો અવાજ એના કાનમાં ભણકારો બનીને ભમતો હતો, "જ્યારે......આડું આવે ત્યારે આપણા મનનેય મારવું પડે છે........"

અને ઝરૂખામાં ઉભી ઉભી સામા કિનારાપર એના સ્પારટેકસનું વિખરાઈ ગએલા સ્વપ્નને એકઠું કરવા એ ટીકીટીકીને જોઈ રહી હતી. એના......સ્પારટેકસના સ્વપ્ને એની ઉંઘ ઉરાડી દીધી હતી. એને એના અભિસારની અવળી દિશા દેખાઇ હતી અને કોસીનસનો કાસદ આવતાં, નીકળી જવાનો મોકો મળતાં એ નીકળી ગઈ હતી.

એને યાદ આવતું હતું, "જેમણે પૃથ્વીના પટાર ખોલી ધનના ઢગ ખડકયા છે. જેમણે પૃથ્વીને ફળવંતી બનાવી અનાજના કોઠારો ભર્યા છે, ને જેમણે વસ્તુના ઢગ, પૂલ, રસ્તા ઇમારતો, કિલ્લાઓ પિરામિડો........ને દુનિયાની સુખસામગ્રીના સર્જનહાર શ્રમજીવીનું રાજ......સમાનતા......ન્યાય......" એ એના સ્પારટેકસનું સ્વપ્ન

ક્તું. એ સ્વપ્ન એની આંખ સામે વેરાઈ ગયું હતું. એ વેરાયલા વપ્નને વિણુવા મથતી હતી.

એ સ્વપ્ન એને અડયું અને એની આંખનાં અંજન ધોવાઈ યાં, એ સ્વપ્ન એને અડયું હતું ને એની નજરપરનું પડળ વિખ-ાઈ ગયું હતું.

એણે જાગતા, જીવતા, મથતા જીવનપર ત્યાંસુધી આંખ ઠેરવીને ોયું નહોતું, જીવનની નાડના ધબકારની એને ત્યાંસુધી ગમ નહોતી .....એણે સ્પારટેકસને જોયો અને એને ગમ આવી હતી. આજે મે સ્પારટેકસ પણ એના સ્વપ્ન સાથે વિખરાઇ ગયો હતો. એનેય મેના માથાની દાબડીમાં વિણીને એ ગોઠવવા મથતી હતી.

અને એના આવાસના પગ આગળનું જગત તો ક્યારનુંય એની સ્તીમાંથી વિખરાઈ ગયું હતું. અને તેનો એને સંતાપ નહોતો, ોક નહોતો, પણ આ, એનો ખસી ગએલો છેલ્લો ટેકો સાચવી ાખવા એ અંધારામાં આથડીયાં મારતી હતી.

"એ, સ્વપ્ન......શિશિલીમાં કહે છે કે એકઠું થઇ રહ્યું છે... મેનો આદેશ છે તો હું જઇશ પણ એના વિના......એ સ્વપ્ન..." મેણે માથું ધૂણાવ્યું અને "મારા પેટમાં એનું બાળક......" એણે ીજીવાર માથું ધૂણાવ્યું. એ બન્ને વાતો એની ખાનગી હતી. જીવ-ાનાં જતન જેવા એ બે કણુપર એની દોરી ટીંગાઈ રહી હતી.

"બા, બા......ગાડી......રિક્ષા તૈયાર......" ઝરૂખાપર ટેકવી હેલી લેવીનીયાએ ચમકીને પાછળ જોયું, ને હસતી આગળ આવી.

"બા, એટલે તમારી માલિક નહિ, તમે બધી મારી દિકરીઓ ો, મારી મિલ્કતની વારસ." બોલતી એ બે ગુલામ છોકરીઓને ે બાજુએ સોડમાં દાબતી બંનેની પીઠપર હાથ ફેરવી રહી. બંને ુલામ છોકરીઓ માલિકણુના વહાલથી નહિં ટેવાયલી કોઈ અમાનુષી વીની બાથમાં હોય તેમ આનંદના અતિરેકમાં ધ્રૂજતી હતી. એકથી

રડી પડાયું ને ડૂસકાં દેતી બોલી ઉઠી:

"તમે આમ કેમ કરો છો પણ!"

"શું?"

"બોલતાં નથી."

"બોલીશ........" લેવીનીયાનો અવાજ ગળામાં ઘૂંટાઈ રહ્યો. અને એણે રોકી રાખેલો ઉભરો ઉછળી આવ્યો. એ એના કોટપર બન્ને સાથે બેસી પડી.

જે ગુલામો સાથે એ ફરી હતી, જેમની સાથે એણે ખાધુંપીધું હતું, જેમના જખમ એણે ધોયા હતા, જેમની કબર એણે બિછાવી હતી, તે ગુલામ......અનેક નરનારીઓ સાથેનો એનો સંબંધ એની આંખમાં ઉછળી ઉઠયો, એનાથી રડી પડાયું.

એના કાળજામાં એ આઝાદ ફોજનાં ખુશીના ઘૂમરાણ કરી રહ્યાં હજુ ગઇ કાલેજ જેના નેજા નીચે ઇટાલીની માલિકી કંપતી હતી તે હરોળો......તે કચડાયલી માનવતાની દુ:ખી હરોળોનો ભાર એની છાતીપર કૂચ કરતો એને કચડી રહ્યો.

એ હરોળો આજે વધસ્થંભપર ખીલા સાથે ઠોકાતી હતી ને રણમાં રોળાઇને પડી હતી. "એમાં......એ.........." એક ભયાનક આવેશે એના દેહની માટીને પગથી માથા સુધી હચમચાવી મૂકી. એ ઢળી પડી.



## પ્રકરણ ૩૩ મું.

### અભિસાર.

એ જાગી ત્યારે દિવસ ઉગી ગયો હતો. ટાઇબરનાં પાણીમાં ઉગતો સૂરજ લોહી જેવા લાલ થાંભલા રચી રહ્યો હતો. ટાઈબરનાં પાણીપર માલિકોની વિહારનૌકાઓ ફરતી થઇ ગઇ હતી. કિનારાપરના મેદાનમાં અઢાર હજાર વધસ્થંભપર અઢાર હજાર લટકતાં ગુલામ કેદીઓની વેદના જોવા ને આનંદવા માલિકો ને માલિકણો તેમના બબલા બબલીઓના સેંથામાં સિંદુર પૂરીને તેમના શિકારી કુતરાંઓની સોના–ચાંદીની સાંકળો ઝાલી બહાર નીકળી પડયાં હતાં.

ટાઈબિરને પેલેપારના મેદાનપર અઢાર હજાર ખાડા ખોદાયા હતા, અઢાર હજાર વધસ્થંભ રોપાયા હતા, અઢાર હજાર ગુલામ માનવીઓ વધસ્થંભપર ટોકાયલાં લટકતાં હતાં.

અઢાર હજાર ચિત્કારમાં, અઢારહજારની વેદના એક જીભપર જોર કરતી હોય તેમ છેલ્લા તારપર ટિંગાઈ રહી હતી અને જીવનમાંથી તમ્મર ખાતી દરેક શ્વાસે મરણના અંધારામાં ધકેલાતી હતી.

થોડીથોડીવારે એક આર્તનાદ માલિકોનાં કાળજાંપર ઘસાતો, માનવતાના દિલપર ઉઝરડાતો પસાર થઈ જતો બોલતો હતો: "લીબરટાસ.........લીબરટાસ.........!"

ને મરણનો મેળો જોવા નીકળેલાં માલિકોનાં ટોળાંમાંથી તે સાંભળીને અટ્ટહાસ્ય ખખડી ઉઠતું હતું.

એ જોવા દોડી જતી રિક્ષાઓમાં, ને ગાડીઓની ભીડમાં એક ગાડી મરણના મેળા તરફ જોરથી હંકાતી હતી.

એ ગાડીમાં લેવીનીયા બેઠી હતી. એનું રૂપ સૌને આંજી નાંખતું રસ્તાપર રેલાતું હતું. એને માટે પગે ચાલતાં ટોળાંમાં તરેહતરેહની વાતો થતી હતી.

પણ લેવીનીયાને તેનું ભાન નહોતું. એના માથામાં ધમસાણ મચી હતી. એ ગાડીમાંથી રસ્તાપર જોતી હતી પણ દેખતી નહોતી.

એ યાદ કરતી હતી: "પછી મેં એનો ઘોડો પલાણ્યો, એની ફરશી એના હાથમાં આપી. એના જીનના પટ્ટાપર તેલ ઘસ્યું, એના ઘોડાને ગળે હાથ ફેરવ્યો ને એની હલકી ઢાલ ધરી. એણે ના પાડી ને પગપાળા વાપરે છે તે ભારે ઢાલ માંગી. હું સમજી નહિં...... એને એની કતારોને મમીયસનો વ્યૂહ તોડી ભાગી જવાનું કહેવું હતું ને એના ઘોડાને એણે એને હાથે વિંધી નાખી, છેલ્લી લડાઈ પગપાળા લડવી હતી.........પણ મને સમજાયું જ નહિં." પાછી એ આગળ જોઈ રહી.

"અને એણે મને રોમ તરફ હડસેલી ત્યારે મશાલના તેજમાં મેં એની નજરપર નજર નાખી હતી, ઠેરવી હતી. એ પળ...... એ છેલ્લી પળે......જાણે એ મને ઓળખતો જ નહોતો......યાદ એકજ ઘુંટડે ગળી જવાતી હશે!......તેથી જ હું એને ભૂલી શકતી નથી......એ મહાન હતો.........હતો ?! હોય તો ?"

"નાં હોય." એણે છૂટ્ટી લટોવાળું માથું જોરથી હલાવ્યું ને ગાડીવાનને બૂમ પાડી: "જોરથી હાંક."

જોરથી દોડતી ગાડીમાં એનો વિચાર છેડાપરથી ગબડી પડતો દોડતો હતો. "નાં હોય......પછી તો એણે ઢાલ ધરી હશે, ફરશી વીંઝી હશે, બક્તરો ચીર્યાં હશે......મમીયસના વ્યૂહમાં છેદ પાડી છોળો ઉછાળી હશે......પછી......પછી લોહીની વરાળોમાં ધૂળના ગોટામાં, તલવારોના ચમકારમાં, ભાલાઓ, ને ફરશીઓમાં ફરશી બનીને એ ઘૂઘવી ગયો હશે........" એ બેઠી હતી ત્યાં ઠરી રહી.

એ જાગી ત્યારે ગાડી અટકી હતી.

અઢાર હજાર શરીરો અઢારહજાર વધસ્થંભપર લટકતાં હતાં. બુઝાતા દિપકના છેલ્લા રંગ જેવી છેલ્લી ઇચ્છાઓ, ભૂખો આવેગો, વેગો, ફાટી ગએલા ડોળાઓમાંથી, લટકી પડેલી જીભમાંથી, મરતા જીવનના મરોડમાંથી ડોકીયાં કરતાં હતાં અને જીવનમરણ વચ્ચે, ઝોલતાં હતાં.

કોઈ આવેશની અવધિના કોઈ બાકના, કોઈ ત્રાસના, કોઈ વિષાદના, કોઇ વેદનાના નશામાં ચકચૂર વધસ્થંભપરથી વિંધાયલાં લટકતાં હતાં.

માલિક જમાતનો સુરજ મરણની હરોળોપર તપતો હતો.

કોઈ બેભાન બન્યાં હતાં, કોઈ ચીસો પાડતાં હતાં, કોઇ ભગવાનને પૂકારતાં હતાં, કોઈ દયાની દાદ માગતાં હતાં.

કોઇને પરસેવાની, કોઇને લોહીની, કોઇને હાડની ગંધ આવતી

હતી. સુરજ તપતો હતો તેમ એ ગંધ વધતી જતી હતી. દરેક વધસ્થંભ નીચે મળમૂત્ર પડતાં જતાં હતાં.

એકલું મરણ ગંધાતું હતું.

ઉપર ગીધ ઉડતાં હતાં, નીચે શિકારી કુતરા ને પાળેલા શિયાળ ફરતાં હતાં.

હાથપગ સૂઝતા હતા. જીભો લટકી જતી હતી, મોં ઉઘડી જતાં હતાં, સગાંવહાલાંનાં નામ સંભળાતાં હતાં, જીવન જંપતાં હતાં.

સૂઝી ગએલાં હોઠમાંથી સૂઝી ગએલી જીભોપરના અવાજ હોલવાઈ જતા હતા. પણ લટકી પડતી આંખો હજુ દેખતી હતી ને બૂમરાણ કરતી હતી. પોતાના માથાનાં પોલાણમાંથી ભયાનક ભડકા સાંભળતી હતી.

આંખો દેખતી હતી. કોઈ પગ ખેંચાતો, કોઈ માંસ તોડાતું, કોઈ પેટના કાંણામાંથી આંતરડું કાઢવા મથતી શિઆળને દેખતી હતી ને દેખતી હોલવાઈ જતી હતી.

મરણનો એ મેળો હતો. માલિકીનો એ ઉત્સવ હતો, આનંદ હતો.

ધરમ ને નીતિવાળાં માલિકો ને માલિકણોનાં ટોળાં બઅલા-બઅલીઓની આઅરીમાં પડીયાં પાડી ગુલામોનો મરણનો મેળો દેખવા આવ્યાં હતાં.

ને એ દોડતી આવતી હતી. એની આગળ આપમેળે રસ્તો થતો હતો.

"લેવીનીઆ, લેવીનીયા!" સૌ મોંમાં આંગળાં ઘાલી એને જોઈ રહ્યાં હતાં.

એના વાળ છૂટ્ટા હતા અને પીઠપર વિખરાયા હતા. એના મોટા કપાળપર નસો તગતગતી હતી. એની ભમરો સીધું સંધાન ધરતી હતી. એની બંન્ને આંખો વિફરેલાં ઘેરાં કુંડાળાં રચતી હતી. એની પાછળ એની પીઠપરથી એના ઉત્તરીયની પાંખ ઉડતી હતી.

એનો પડછંદ દેહ હતો તેથી વિશાળ લાગતો હતો. કોઈ શિલ્પીએ ચતુરાઈથી ઘડી હોય એવી એની ડોક એના દેહપર મગરૂર મહાલતી હતી. એની આંખો અમી રેલતી હતી. એના સ્તન અણિદાર ઉછ-ળતા હતા. એના પગપર એની કેડ ડેકતી હતી. એનાં અંગેઅંગમાં લાલિત્યનો ઉન્માદ ઉલેચાતો હતો. એનાં અણુપરમાણુમાં અભિસાર ઝોલે ચઢ્યો હતો.

"તું......અને તું......અને તું પણ......" એ ગુલામોની હરોળો વચ્ચેથી હવામાં ઉછળતી, જે ગ્લેડીએટરને દેખવા મોટાં ટોળાં જમા થયાં હતાં તે તરફ દોડતી હતી.

જાણે જમીનપર પગ માંડતી ન હોય તેવી લેવીનીયા તાંડવે ચઢી હતી.

નીચી નમીને કોઈ પગ ચૂંમતી, કોઇનું પેટ, કોઇની ઉછળીને છાતી ચૂંમી નાખતી લેવીનીયા દોટ દેતી હતી, ને એક સ્થંભ પાસે થંભી ગઇ હતી.

"લીબરટાસ......લીબરટાસ!" જીવતી આંખો એને ઓળખીને અવાજ એકઠો કરતી હતી.

"સ્પારટેકસ! ઓહ, ઓ!" એણે એક કારમી ચીસ પાડી. એની બહાવરી આંખો એક પળવાર એક પડછંદ દેહપર ટિંગાઈ રહી.

"લેવીનીયા!" સ્પારટેકસ હજુ જીવતો હતો. એના ગળામાંથી અવાજ ઘોર મારી રહ્યો. એની આંખ સામે એનું પાછલું જીવન ચિત્રો બનીને વહેતું હતું. એના માથામાં એક મોટી ઘંટી ફરતી હોય એમ એને લાગતું હતું. ધીમેધીમે એ ઘંટીનું પડ સળગતી અગ્નિધારોનું બનીને ફરતું હતું. એને આખી પૃથ્વી ફરતી લાગતી હતી.

લેવીનીયાએ એના પગપર એક ઉછાળો માર્યો અને ક્રોસને બાઝી પડી.

"સ્પારટેક્સ! લેવીનીયા! ........" એવા ધીમા અવાજ એક-

બીજાનાં અમી ચૂસતા બંન્નેના હોઠમાંથી ટપકી રહ્યા.

અને ધીમેધીમે લેવીનીયાને સ્પારટેક્સના હોઠ ઠંડા થઈ જતા લાગ્યા. અને પછી લેવીનીયાની ક્રોસના હાથાની પકડ ઢીલી પડતી લાગી. પછી લેવીનીયાનું શરીર વધસ્થંભ નીચે ઢગલો થઇને પડી ગયું.

માલિકો ને માલિકણોની હરોળોમાંથી હસવું ઉડી ગયું હતું.

સૌની આંખો એ અભિસારિકાપર ઠરી ગઈ હતી. એ ગાંડી નહોતી, અભિસારિકા હતી.

અને એમના ભોગવટાના અમરપટાપર ટિંગાઇ રહેતાં માલિકો ને માલિકણોય ગાંડાં ન્હોતાં, અભિસારકો હતાં.

રોમન વસંતમાં જ્યારે રોમન ઉંબરામાં એવો અભિસાર મંડાયો હતો ત્યારે કુમારિકાને પેટે ગેરકાયદેસર સાંપડનાર પેલા ઇસુ માટે એવોજ વધસ્થંભ રોપવાની માલિકોની વસંતની વચમાં બીજી સો શરદ સૂતી હતી.



## શ્રી. શાંતિલાલ હરિલાલ દેસાઈ.



મહેમદાવાદના જાહેર જીવનમાં આ યુવાન ભાઈનો ફાળો બેનમૂન છે તે ઉપરાંત તેઓના "કર્મભૂમિ"ના વિકાસ પાછળના પ્રયત્નો પ્રશંશનિય છે.

—પ્રકાશક.

## સદ્ગત મુળજીભાઈ જીવણલાલ દેસાઈ.



આ યુવાન ભાઈના હૃદયમાં ક્રાન્તિની જ્યોત જગી હતી પરંતુ એ જ્યોતનો પ્રકાશ અંધકારને ફેંકે તે પહેલાંજ વિલિન થઈ ગયા પરંતુ તેની ચિરસ્મરણિય યાદ આ **ગુલામ**ના ક્રાન્તિ તખ્તે ચઢી અમર બને છે.